॥ શ્રી સ્વામિનારાયણ સત્ય છે ॥

# શ્રી એકાદશીના જાગ- રણની ચોપડી.

## સદ્ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામિ કૃત કીર્તન તથા રહસ્યના વચનામૃત સાથે.


છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રીજીનો દાસાનુદાસ

પરીખ બલદેવદાસ વલભદાસ.

અમદાવાદ.



અમદાવાદ.

ઢીકવા ચોકી પાસે શાન્તીવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં માણેકલાલ માધવજી અને ઇશ્વરલાલ કેશવલાલ વકીલે છાપી.

સંવત ૧૯૭૯. પ્રત ૫૦૦. સન ૧૯૨૨.

( આવૃતિ બીજી. )

# પ્રસ્તાવના.

---

એકાદશીને દીવસે દશ ઈંદ્રિયોને અગીઆરમુ મન પોત પોતાના વિષયોમાંથી પાછો વાળી અક્ષરાતિત શ્રી પ્રત્યક્ષ પુરૂષોત્તમ સ્વામિનારાયણની મૂર્તિમાં જોડવાં ને ભગવદ્ સંબંધી કથા વાર્તા કીર્તનાદિક નવધા ભક્તિમાં દિવસ નિર્ગમન કરવો, તથા રાત્રિએ જાગરણ કરવું, એમ શ્રીજી મહારાજે સત્સંગી જીવનમાં તથા વચનામૃતમાં કહેલું છે. વળી શ્રીજી મહારાજે એમ કહેલું છે કે જે બ્રહ્માનંદ સ્વામિનાં સો કીર્તન મૂર્તિના ચિંતવન સહિત, એકાગ્ર વૃત્તિથી પ્રેમ મગન થઇને, પ્રતિદીન ગાય.તો શ્રીજી મહારાજને વિષે અપૂર્વ પ્રેમ લક્ષણા ભક્તિ ઉદય થાય. હવે જો નીત્ય પ્રતે સો કીર્ત્તન તેવી રીતે ન ગવાય તો, એકાદશીને દીવસે ગાય તોપણ તેવું ફળ જરૂર થાય. માટે આ ચોપડીની અંદર સદ્ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામિના કીર્ત્તન છાપ્યાં છે તે સર્વે સંત મંડલ બ્રહ્મચારી પાર્ષદ તથા સાંખ્ય યોગી સર્વે હરિ ભકતે બાઇ ભાઇ સર્વે એકાદશીની રાત્રીએ પોતાની

યથાશક્તિ જાગરણ કરીને સ્નેહ સહિત શ્રદ્ધાપૂર્વક અ-
વશ્ય ગાવવાં એ પ્રમાણે જે વર્તશે તેના ઉપર શ્રીજી
મહારાજની ઘણી પ્રસન્નતા થશે. વળી સદ્‌ગુરૂ શ્રીમુક્તા-
નંદ સ્વામિનું માળાનું કીર્ત્તન છાપ્યું છે, તે માળા
ફેરવવાની રીત શ્રીજી મહારાજે આપેલી છે, તો તે પ્ર-
માણે અંગો અંગ ધારીને માળા ફેરવે તો તેનો જીવ
વૃદ્ધિને પામે ને તેને ઘણો સમાસ થાય.



# શ્રી એકાદશીના જાગરણની ચોપડી.

## પદ રાગ ગરબી.

કોડે કોડે એકાદશી કીજીએરે, એવું વ્રત જાવા નવ દીજીએરે ॥ કોડે ॥ એવું વ્રત કરે તે ધન્ય માનવીરે, તે તો નાહ્યા કોટીવાર ઝાનવીરે ॥ કોડે ॥ ॥ ૧ ॥ જેણે વચન પ્રમાણે વ્રત આદર્યુંરે, તેણે કારજ પોતાનું સરવે કર્યુંરે ॥ કોડે ॥ ॥ ૨ ॥ એનો મહીમા મુનીવર ગાયછેરે, અવીનાશી મળ્યાનો ઉપાય છેરે ॥ કોડે ॥ ॥૩॥ બ્રહ્માનંદ કહે એમાં હરિ રહ્યા વશીરે, કીધી ઓધવ પ્રમાણે એકાદશીરે ॥ કોડે ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

હરિજન હોય તે હરિને ભજેરે, વ્રત એકાદશી તે કેદી નવ તજેરે ॥ હરિ ॥ જાણે માત સમાન પરનારનેરે, ગણે તુચ્છ સરીખો સંસારનેરે ॥ હરિ ॥ ૧ ॥ મધ માંસ હરામ જેને નવ ખપેરે, જીભે રાત્ય દિવસ પ્રભુને જપેરે ॥ હરિ ॥ ૨ ॥ માયા જીવ ઇશ્વરના જાણે મર્મનેરે, રટે

બ્રહ્મ થઇને પરબ્રહ્મનેરે ।। હરિ ।। ૩ ।। બ્રહ્માનંદના વાલાની છબી ઉર ધરેરે, મતવાલો થઇને જગમાં ફરેરે ।। ।। હરિ ।। ૪ ।। પદ ।। ૨ ।।

ભલે આવી અનુપમ એકાદશીરે, મારે વાલે મુજ સામું જોયું હશીરે ।। ભલે ।। આજ વાધી આનંદ કેરી વેલડીરે, થૈ રશીયા સંગાથે રંગ રેલડીરે ।। ભલે ।। ૧ ।। લટકાળા કુંવર નંદલાલનીરે, ચીતડામાં ખુંતી છબી ચાલનીરે ।। ભલે ।। ૨ ।। રંગભીનો રમે રસ રંગમાં રે, અતી આનંદ થયો મારા અંગમાં રે ।। ભલે ।। ૩ ।। પ્રીતી જાણી રસીલો વચને પળ્યારે, બ્રહ્માનંદનો વાલો મુજને મળ્યા રે ।। ભલે ।। ૪ ।। પદ ।। ૩ ।।

ધન્ય ધન્ય એકાદશી આજનીરે, રૂડી નીરખી છબી વ્રજરાજનીરે ।।ધન્ય।। ફુલડાનાં છોગાં તે ચિત્તમાં ધર્યાંરે, તે જોઇને મારાં નેણાં ઠર્યાંરે ।। ધન્ય ।। ૧ ।। ભાળી કેસર તિલક રૂડું ભાલમાં રે, મારી લગની લાગી છે નંદલાલમાંરે ।। ધન્ય ।। ૨ ।। વાંકી ભ્રકુટીમાં મન મારૂં ભમેરે, હવે બીજું દીઠું તે મુને નવ ગમેરે ।। ધન્ય ।।૩।। બ્રહ્માનંદ કહે રૂપાળી એની આંખડીરે, પ્યારી લાલ કમળકેરી પાંખડીરે ।। ધન્ય ।। ૧ ।। ૪ ।। પદ ।। ૪ ।।

# પદ રાગ ગરબી.

ઉછવની પ્યારી કેશવની, આજ એકાદશી ઉછવની કોટીક ગઉકેરાં દાન કરે પણ, નાવે તોલે એનાલવની ॥ ॥ આજ ॥ ૧ ॥ મંગળ રૂપ સદા સુખકારી, વાલ્લીનીશ્રી જન વૈષ્ણુવની ॥ આજ ॥ ૨ ॥ વચન પ્રમાણે કરે વ્રત જેનું, ત્રાસ મટે પ્રત્યુ ભવની ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે વ્રત કરવું, એમ આજ્ઞા સ્વામી ઉધવની ॥આજ॥ ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

હરખ અતી ભેટયા કૃશ્નપતી, આજ એકાદશી હરખ અતિ, મનમોહન મારે મંદિર આવ્યા, અધીક થઇ હું તો પુણ્યવતી ॥ આજ ॥૧॥ પીતાંબર આભુષણ પેરી, ચાલંતા વાલો હંસગતી ॥ આજ ॥ ૨ ॥ પુરૂષોત્તમ પુરણ વર પામી, રૈ નૈ ખામી હવે એક રતી ॥ આજ ॥ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરિવર વરતાં, ચૌદ ભુવનમાં હું થઇ રે સતી ॥ આજ ॥ ૪ ॥ પદ ૨ ॥

માવ મળ્યા તનના તાપ ટળ્યા, આજ એકાદશી માવ મળ્યા; પુર્વજન્મની પ્રીતી જાણીને, આવીને અમ પર અઢળ ઢળ્યા ॥ આજ ॥ ૧ ॥ મુનીવર ધ્યાન ધરી

થાકયા, કોઇથી વાલો નવ જાય કળ્યા ॥ આજ ॥ ૨ ॥ મારૂ મંદીરીયું પોતાનુ રે જાણી, ભુદર સુખ દુઃખ માંઇ ભળ્યા ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરિવર પામી, આનંદ કેરા ઓઘ વળ્યા ॥ આજ ॥ ૪ ॥ પદ ૩ ॥

સુફળ ફળી હું તો હરિને મળી, આજ એકાદશી સુફળ ફળી, ચોંપે કરી નટ નાગર સારૂ, સેજસજીકાજુ કુસુમ કળી ॥ આજ ॥ ૧ ॥ રસબસ હોઇ રહી રસિયા સંગ, જ્યું મીસરી પઇ માંહી ભળી ॥ આજ ॥ ૨ ॥ નિત નિત પ્રેમ રહું ઉર ધરતી, હરિચરણે મનવૃતીકુળી ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરિવર વરીઆ, જનમ મરણ કેરી શંકા ટળી ॥ આજ ॥ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

અલબેલાજી પ્રાણઆધારરે તમ પર વારીરે, તારે નેણે તે નંદકુમારરે; મોહી વ્રજનારીરે ॥૧॥ છોગાવાળા મનોહર છેલરે, નંદજીના લાલારે; ગુણવંતા આવીશ તારે ગેલરે, વ્રજપતી વાલારે ॥ ૨ ॥ મીઠાબોલા રંગીલા માવરે, લાગ્યો છે નેડારે; નહીં મેલું હું નટવર નાવરે, કાન તારો કેડોરે ॥ ૩ ॥ છબી જોઇને અલૌકીક શામરે,

મોહ્યું મન મારૂંરે; બ્રહ્મ મુનિ કે ધન્ય તન, ધામ તહારા નામપર વારૂંરે ॥ ૪ ॥ પદ ૧ ॥

મારા જનમ સંગાતી જદુરાયરે, ગિરિવરધારીરે; તારી મૂર્તિ વશી છે ઉરમાંયરે, નમેલું ઘડી ન્યારીરે ॥૧॥ તમ સાથે રંગીલા નાથરે, બાંધી છે બેલીરે; મારો હેતે ઝાલ્યો છે તમે હાથરે, ન દેશો મેલીરે ॥૨॥ મારા પ્રીતમ જીવન પ્રાણ રે, જીવું છું જોઇને રે; તમ સંગે કરી છે ઓળખાણરે, લોક લજ્યા ખોઇનેરે ॥ ૩ ॥ રસીયાજી મારે ઘેર રાતરે, આવીને રોનેરે; બ્રહ્મમુનિ કહે દિલડાની વાતરે, એકાંતે આવી કોનેરે ॥ ૪ ॥ પદ ૨ ॥

આજ ગૈતી કાળંદ્રીને તીરરે, ભરવાને પાણીરે; મેં તો જોયા ત્યાં બળભદ્ર વિરરે, મોહનદાણીરે ॥૧॥ શોભે ફુલડાનો તોરો એને શીશરે, કસુંબલ ફેંટોરે; ઉભાડોલ રીઓ જગદીશરે, રંગીલો ઓઢીરેટોરે ॥૨॥ કર્યું તીલક કેસર કેરૂં ભાલરે, ફુલડાંની માળારે; વાલો ચાલેછે હંસ કેરી ચાલરે, લાગે છે રૂપાળારે ॥ ૩ ॥ ખેલે સર્વે ગોવા-ળાને સાથરે, આનંદી અલબેલોરે; જોયા બ્રહ્મ મુનિનો નાથરે, રંગડાનો રેલોરે ॥ ૪ ॥ પદ ૩ ॥

તારી નવલ છબી નંદલાલ રે, પ્રીતમ પ્યારા રે; હું

તો નિરખીને થઇ છું નીહાલરે, જીવન મારારે ॥ ૧ ॥ મુખે બોલો મનોહર વેણુરે, અતી સુખકારીરે, મારી લગની લાગી છે દીનરેણુરે, કુંજવિહારીરે ॥ ૨ ॥ શોભે સોનેરી શિરપાવરે, કાનુંમાં મોતીરે; મારા રસીયા માણીગર માવરે, રહું છું નીત જોતીરે ॥ ૩ ॥ મારા હૈડામાં નાથ હમેશરે, દર્શન દેજ્યોરે; બ્રહ્મમુનિ કહે નટવરવેશરે, આંખલડીમાં રેજ્યોરે ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

આવોને ઓરા છેલછબીલા મારી શેરીએ, આવોને ઓરા હેતે કરીને સામું હેરીએ ॥ ૧ ॥ આવોને ઓરા લાવો મળ્યાનો આપણે લીજીએ, આવોને ઓરા કાના એકાંતેવાતું કિજીયે ॥ ૨॥ આવોને ઓરા ખાંતે કરીને આપણ ખેલીએ, આવોને ઓરા માથે કલંગી સુંદર મેલિયે ॥ ૩ ॥ આવોને ઓરા ફુલડે બીછાઇ મેં તો સેજડી; આવોને ઓરા હાથ જોડીને આગેછું ખડી ।૪। આવોને ઓરા મનડાં મળ્યાં તે નથી છુટતાં, આવોને ઓરા દુરીજન દેખીને છાને કુટતાં ॥૫॥ આવોને ઓરા પ્રગટ થયા અમારે કારણે, આવોને ઓરા બ્રહ્માનંદ જાય

તમારે વારણે ॥ ૬ ॥ પદ ॥ ૧ ॥

પધારો નાથ વાટજોઇને ઉભી ક્યારની, પધારો નાથ શંકા તજી છે મેં સંસારની ॥ ૧ ॥ પધારો નાથ મંદીર અમારે રંગ માણીયે, પધારો નાથ અવગુણ અમારા ચીત ન આણીયે ॥ ૨ ॥ પધારો નાથ તમને વધાવું મોતીડે કરી, પધારો નાથ પ્યારા રાખીશ હૈઆ ઉપરે ॥ ૩ ॥ પધારો નાથ માથા સાટે વરીછું રાજને, પધારો નાથ મેલી લોકડીયાની લાજને ॥૪॥ પધારો નાથ ચીતડું મોહ્યું તમારી ચાલમાં, પધારો નાથ ભુધર લખ્યા છો મારા ભાલમાં ॥ ૫ ॥ પધારો નાથ છેલ છબીલા કુંવર નંદના, પધારો નાથ વાલા રસીલા બ્રહ્માનંદના ॥ ૬ ॥ ॥ પદ ॥ ૨ ॥

છબીલા છેલ દુર ફરોછો સીદ ડોલતા, છબીલા છેલ અમથી શા માટે નથી બોલતા ॥ ૧ ॥ છબીલા છેલ અમને તમારો એક આશરો, છબીલા છેલ મનમાં ન ગોઠે પીયર સાસરો ॥ ૨ ॥ છબીલા છેલ વાલપ લાગી તમારા વેણમાં, છબીલા છેલ આવોને રાખશું જો નેણ-માં ॥ ૩ ॥ છબીલા છેલ મુજને લાગી તમારી આંખડી, છબીલા છેલ પ્યારા પધારો પેરી ચાંખડી ॥૪॥ છબીલા

છેલ ભાવ કરીને આવો ભેટવા, છબીલા છેલ મનડાની દાઝયું સરવે મેટવા ॥૫॥ છબીલા છેલ આળસ મેલીને હવે આવીયે, છબીલા છેલ બ્રહ્માનંદને હસીને બોલાવીયે ॥ ૬ ॥ પદ ૩ ॥

રંગીલા કાન અરજી અમારી એક ઝીલીયે, રંગીલા કાન મનની આંટી તે હવે મેલીયે ॥ ૧ ॥ રંગીલા કાન શાને આવીને આંહિં રાતડી, રંગીલાકાન વાલપની કરીયે જો વાતડી ॥ ૨ ॥ રંગીલા કાન ઝાઝું તમને શું કંઇ દાખીએ, રંગીલા કાન રાંકું થી રીસ નવ રાખીયે ॥૩॥ રંગીલા કાન છેટે રેવું તે વારિ નવ ઘટે, રંગીલા કાન મળ્યા વિના તે પીડા નવ મટે ॥૪॥ રંગીલા કાન પ્રીત કરિને અમને પરહર્યાં, રંગીલા કાન કુબજાનાં ઘર તે પોતાનાં કર્યાં ॥૫॥ રંગીલા કાન બ્રહ્માનંદની અરજી તે સાંભળો, રંગીલા કાન આવી એકાંતે મુજને મળો ॥ ॥ ૬ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

મન લીધું મોરલડીના તાનમાંરે; હું તો મોહી છું છેલાજીના વાનમાંરે ॥ મન ॥ સખી આજ અદ્દતી હું તો

પાણીએરે, વાલે મુજને બોલાવી મીઠી વાણીએરે ॥ મન ॥ ૧ ॥ વાલો ઉભા ગોવાળાના સાથમાંરે, લીધાં બંસી મનોહર હાથમાંરે ॥ મન ॥૨॥ રૂડાં છોગાં મેલ્યાં તે રળીયામણાંરે, ભાળી લીધાં ભુધરજીનાં ભામણાંરે ॥ ॥ મન ॥ ૩ ॥ મારી લગની લાગી છે નંદલાલમાંરે, બ્રહ્માનંદને વાલે જોયું વાલમાંરે ॥મન ॥ ૪ ॥ પદ ૧ ॥

ઓરા આવોને નાગર નંદનાંરે, આવીવાળોનેઓઘ આનંદનારે ॥ ઓરા ॥ વાલા હોંસ ઘણી છે મારા મન-માંરે, તમ આવે ટાઢું થાય તનમાંરે ॥ ઓરા ॥ ૧ ॥ વાલા એકલા તે કેમ કરી રીઝીયેરે, કાના આવોને ગો-ઠડી કીજીએરે ॥ ઓરા ॥ ૨ ॥ તમ સાથે બંધાણી પ્રી-તડીરે, મારે ઉઘડી હૈયા કેરી હાટડીરે ॥ ઓરા ॥ ॥ ૩ ॥ બ્રહ્માનંદના શામ સુજાણ છોરે, પ્યારા પરમસ્નેહી મારા પ્રાણ છોરે ॥ ઓરા ॥ ૪ ॥ પદ ૨ ॥

મનમાની મોહન તારી મુરતીરે, એક નીમખ ન મેલું મારા ઉરથીરે ॥ મન ॥ મને નેડો જણાણો તારા નેણમાંરે, રહ્ય લાગી ન ભુલું દીન રેણમાં રે ॥મન॥૧॥ જોયું રૂપ તારૂં રળીયામણું રે, બીજું સરવે થયું છે અળ ખામણું રે ॥ મન ॥ ૨ ॥ હું તો રાજી થઇ છું તારા

ગીતમાંરે, ચઢયો કેફ અલૌકીક ચીતમાંરે ॥ મન ॥ ૩ ॥ પીયા પ્રેમેથી સેજ્ય પધારજોરે, બ્રહ્માનંદને ઘડી ન વિસારજ્યોરે ॥ મન ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

વાહાલી લાગે વાલા તારી વાતડીરે, છેલા મળીને ઠરે છે મારી છાતડીરે ॥વાલા॥ રંગભીના રંગાણી તારા રંગમાંરે, અતી આનંદ થયો છે મારા અંગમાંરે ॥વાલા ॥ ૧ ॥ હું તો જીવું મોહન તુને જોઇનેરે, છેલા રાખું આંખડલીમાં પ્રોઇનેરે ॥ વાલા ॥ ૨ ॥ રૂડાં લટકાં કરીને મન લીધલાંરે, કાંઇક કામણ મુજને કીધલાંરે ॥ વાલા ॥ ॥ ૩ ॥ વારી એકાંત રંગભેર આવજ્યોરે, બ્રહમાનંદને હસીને બોલાવજ્યોરે ॥ વાલા ॥ પદ ॥ ૪ ॥

## રાગ ગરબી.

સખી ગોકુળ ગામના ચોકમાંરે, ખાંતે માંડયો રસી લેખેલ; રમે રાસ રંગીલો રંગમાંરે, ચહુકોરે સખાની મંડળીરે;ઉભા વચમાં છેલો અલબેલ ॥ રમે॥૧॥ સખી ચાલોને જઇએ દેખવારે, વાલે પહેર્યાંછે વસ્ત્ર શોભીત ॥ ॥ રમે ॥ ૨ ॥ તાળી પાડે રૂપાળી તાનમાંરે, મુખે ગાવે મનોહર ગીત ॥ રમે ॥ ૩ ॥ શોભા બની સલુણા રયા-

ારે, ઉભી વ્રજની નારી જોવા કાજ ॥ રમે ॥ ૪ ॥
। હેરે છબીલો હેતમાંરે, બ્રહ્માનંદનો વાલો વ્રજ-
' ॥ રમે ॥ પદ ॥ ૧ ॥

સખી નંદમહરને આંગણેરે, ગોપી આનંદ મંગળ
ા; છબી જોને સનેહી શ્યામનીરે, મરમાળે અખાડા
ાયોરે; કાજુ આસોપાલ્લવની છાંય ॥ છબી ॥ ૧ ॥
। પ્રીતે કરીને પેહેરીયોરે, રૂડા સોનેરી સુરવાળ ॥
ળબી ॥ ૨ ॥ સખી ફરતાં તે લાગે ફુટડી રે, ઝીણી
ારખીની ચાળ ॥ છબી ॥ ૩ ॥ બહુમુલી મોળીડું
ાયુંરે, કાજુ ઝળકે સોનેરી કોર ॥ છબી ॥ ૪॥ રૂડાં
ાં કરે છે હાથનારે, બ્રહ્માનંદનો વાલો ચિત્ત ચોર
ળબી ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

સખી જોને ગોવાળાના સાથમાંરે, વાલો ફરે અલો-
ફેર; કહી શોભા ન જાય પ્યારા કાનનીરે, છેલોડમકે
, પાવ ઠાવકાંરે; વાજે ઘુઘરડીનો ઘેર ॥ કહી ॥ ૧ ॥
; નવલ મોળીડું ફુલ છોગલેરે, રાજે નવલ કલંગી
ાદાર ॥કહી॥ ૨ ॥ રૂડો જામો પહેરયોછે જળકશીરે,
ો અંગો અંગ શણુગાર ॥ કહી ॥ ૩ ॥ રંગભીના
। કેરી રાસનીરે, છબી જોવા આવ્યા સુર વ્રંદ

॥ કહી ॥ ૪ ॥ સખી નવલ કલંગી છબી ઉપરેરે, વારિ જાય છે બ્રહ્માનંદ ॥ કહી ॥ ૫ ॥ પદ ૩ ॥

સખી આજ ગઇતી હું પાણીએરે, ઉભો છોગાવાળો રેગછેલ; મુને વાહાલો લાગે કુંવર નંદનોરે,સખી જમુનાને આરે ઝીલતોરે; જોઇ ભરવી ભુલી જળહેલ ॥ ॥ મુને ॥ ૧ ॥ સખી મંત્ર ભણિને નાખી મોહનિરે થઇ થકીત ન ચાલે મારા પાવ ॥ મુને ॥ ૨ ॥ સખી શું ર જાણ્યું મુને શું કર્યું રે, મરમાળે રંગીલે માત્ર ॥ મુને ॥ ૩ ॥ સખી એનાં અલોકીક આંખડીરે, મારે ચોટી છે ચિતડામાંય ॥ મુને ॥ ૪ ॥ બ્રહમાનંદના વાલાની મૂર્તિરે, ઘડી છેટે મેલી કેમ જાય ॥ મુને ॥ ૫ ॥પદ ૪॥

## પદ રાગ ગરબી.

વાલા લાગો છો વિશ્વ આધારરે, સગપણ તમસાથે; મેં તો સર્વે મેલ્યો સંસારરે ॥ સગ ॥ ૧ ॥ મારા મનમાં વશ્યા છો આવી માવરે, સ૦ તમ સારૂં તજ્યું ધન્ય ધામરે ॥ સ૦ ॥ ૨ ॥ મારૂં મનડું લોભાણું તમસાથરે ॥ સ૦ મુને નથી બીજાની આશરે ॥ સ૦ ॥ ૩ ॥ મારે માથે ધણી છો તમે એકરે ॥ સ૦ ॥ મારી અખંડ નિભાવજ્યો ટેકરે ॥ સ૦ ॥ ૪ ॥ મેં તો દેહ ધર્યો છે તમ

કાજ રે ॥ સ૦ ॥ તમને જોઇ મોહી વ્રજરાજરે ॥ સ૦ ॥ ॥ ૫ ॥ હું તો હેતે વેચાણી તમ હાથ રે ॥ સ૦ ॥ છો બ્રહ્માનંદના નાથ રે સગ૦ ૬ ॥ પદ ॥ ૧ ॥

મારે આવ્યો અલોકીક દાવ રે, કોઇ મુને શું કરશે; માથા સાટે વર્યા મેં તો માવ રે ॥ કો૦ ॥ ૧ ॥ હવે બળે છે જગમાં બલાય રે કો૦ મને ભેટયા છે ભુદરરાય રે ॥ ॥ કો૦ ૨ ॥ અતિ આનંદ થયો છે મારે અંગ રે કો૦ લાગ્યો રસિઆજીનો રંગ રે ॥ કો૦ ૩ ॥ થઇ જગમાં અલોકીક ઝીત રે કો૦ લાગી પુરણ સલુણા સાથે પ્રિત રે ॥ કો૦ ૪ ॥ મારે વાલે દીધું છે મુને માનરે કો૦ મુને કીધી સોહાગણ કાનરે ॥ કો૦ ૫ ॥ હવે થયો સંસારીયો ઝેરરે કો૦ બ્રહ્માનંદને વાલે કીધી મેહેરરે ॥કો૦૬ પદ॥૨॥

જોઇ છેલછબીલાની ચાલ રે, મન મારૂં લોભાણું; વળી ભુરકી નાખી છે નંદલાલ રે ॥મન૦ ૧॥ સૌ ઘેલી કહે છે સંસાર રે મન૦ મેં તો નિરખ્યા છે નંદકુમાર રે ॥ મન ૨ ॥ કોઇ શાને કરોછો મારી છેડ રે મન૦ નહી મેલું કાનુડાની કેડરે ॥ મન ૩ ॥ સરવે ભુલીશું ગ્રહડાનું કાજ રે મન૦ એક વાહાલા કીધાછે વ્રજરાજ રે ॥ મન ૪ ॥ હવે રટના લાગીછે દિનરાતરે મન૦ થઇ સિર

સાટાની વાત રે ॥ મન ૫ ॥ મુને કીધી માનેતી સહુ માંય રે મન૦ બ્રહ્માનંદને વાલે ઝાલી બાંય રે ॥ મન૦ ॥ ૬ ॥ પદ ૩ ॥

બારી કાઢી જગતની બીકરે, વરી હું તો વનમાળી; મેં તો સમજી વિચારી કીધું ઠીક રે ॥ વરી ॥ ૧ ॥ તુચ્છ જાણીને કીધું સર્વે ત્યાગ રે વરી૦ મોહી રસિક સલુણાને રાગરે ॥ વરી ॥ ૨ ॥ મુને ચટકી લાગી છે ચિત્તમાંય રે વરી૦ બીજું વાલા વિના ન સોહાય રે ॥ વરી ॥ ૩ ॥ મુને કાંઇ નવ સુઝે કાજ રે વરી૦ થયું હરી વિના સર્વે હરામ રે ॥ વરી ૪ ॥ હવે નિશંક થઇછું નચિંતરે વરી૦ થઇ જગમાં અલોકીક જીતરે ॥ વરી ૫ ॥ સમજી કીધું છે તન કુરબાન રે વરી૦ બ્રહ્માનંદના વાલાથી બાંધ્યા પ્રાણ રે ॥ વરી ૬ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

આજ મેં તો દીઠા વાલાને વાટ વેતાં, નેણાં રોક્યાં નથી રેતાં રે બેની આજ૦ પાઘડી બાંધી છે ત્રીલોકથકી ન્યારી, ધીરજ રેતી નથી મારી રે બેની ॥ આજ ૧ ॥ ચોળે રંગીલો રૂડો મોલીડાનો છેડો, ભુલી ભાળીને જળ

બેડારે બેની ॥ આજ ૨ ॥ ટુણા ભર્યાછે એના ફુલડાને તોરે, મનને તાણેછે જોરે જોરેરે બેની ॥ આજ ૩ ॥ બ્ર-હ્માનંદનો વાલો કુંજનો વીલાસી, હૈડે વશીછે એની હાસીરે બેની ॥ આજ ૪ પદ ૧ ॥

આજ વાલો ઉભાછે જમુનાને આરે, મુર્તિ વસીછે મન મારેરે:હેલી આજ૦ કેસરની આડ રૂડી નલવટકીધી, આંખ્યો વેચાથી કરી લીધીરે હેલી ॥ આજ ૧ ॥ વાંકી ભ્રકુટી મુને લાગે અતી વાલી, સર્વે મેલીને જાય ચાલીરે હેલી ॥ આજ ૨ ॥ લોચન રંગીલાં તીખાં બાણ જેવાં લાગ્યાં, ઉંડાં ગરીગયાં આઘાં રે હેલી ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદનો વાલો કુંજનો વિહારી, છબીપર જાઉં બ-લહારી રે હેલી ॥ આજ ૪ પદ ॥ ૨ ॥

આજ મુને સામો મળ્યો છે અલબેલો છોગાવાળો રંગ છેલોરે આલી આજ૦ મોંઘામુલીરે પેરી મોતીડાની માળા, ભાલ કપોલ કેસરાલારે આલી ॥ આજ ॥ ૧ ॥ ગજરા પેર્યા છે ઘેરા રંગના ગુલાબી, શોભા ત્રીલોકકેરી દાબીરે આલી ॥ આજ ૨ ॥ બાજુકાજુરે લીધા ફુલડા-ના બાંધી, ભ્રમર ભમેછે તાર સાંધીરે આલી ॥આજ૩॥ બ્રહ્માનંદનો વાલો રંગડાનો ભરીયો, લઇને હૈયામાં ધરી-

ચોરે આલી ॥ આજ ૪ પદ ૩ ॥

આજ મારે નંદનોનંદન ઘેર આવ્યા, મોંઘે મોંઘે મોતીડે વધાવ્યારે સૈરો આજ૦ હસી બોલાવી મુને હેતમાંથી હેરી, રેંટા બાંધ્યોછે સોનેરીરે સૈરો ॥ આજ ॥ ૧ ॥ સોનેરી કોરનું નાખેલ ખભે શેલું, રસીયે કીધી છે રંગ રેલું રે સૈરો ॥ આજ ૨ ॥ ફુલડાનાં મેલ્યાં માથે છોગલાં રે ફરતાં, મુને નથી વીસરતાંરે સરો ॥ આજ ૩ ॥ બ્રહ્માનંદના વાલાથી પ્રીતડી બંધાણી, મેણું લીધું છે માથે તાણીરે સૈરો ॥ આજ ૪ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

ઓરા આવો મારા લેરખડાલેરી, કીધો તમસારૂ મેં જગવેરી ઓરા૦ કાજુ નઉતમ જામા જરકશીયા, શોભે પાઘડલી શીર સોનેરી ॥ ઓરા ૧ ॥ નંગજડીયલ બાજુ બેરખડા, કર પોંચી હેમ કડાં પેરી ॥ ઓરા ૨ ॥ તમે રસીયા રંગડાના ભરીયા, મુખ મોરલડી વાતા ઘેરી ॥ ઓરા ૩ ॥ બ્રહ્માનંદના છેલા છોગાળા, ચાલો ચાલ મલપતા ગજ કેરી ॥ ઓરા ૪ પદ ૧ ॥

મરમાળા મનમાન્યા માવા, રહોને આંખડલી આ-

ગેઆવા મર૦ તારાં મનમોહન મીઠાં વેણાં, આવો શામ મુને તમે સંભળાવા ॥ મર ૧ ॥ નીત્ય વાલમ આવો મારે મંદીરીયે, રૂડી ચાલચતુરાઇ શીખાવા ॥ મર ૨ ॥ તમે નાવોતો હું નંદજીને ફળીયે, બહુ હેત કરીને આવું બોલાવા ॥ મર ૩ ॥ બ્રહ્માનંદના બાળ સનેહીડા, રાખું જોર કરીને નહી દઉં જાવા ॥ મર ૪ પદ ૨ ॥

વાલું લાગે મને મોહન મુખ તારૂં, છે જો પુરણચંદ થકી સારૂં વાલું૦ તારા મુખડાની મીઠી લાવણ્યતા, જો ઇ કોટી કોટી કંદર્પ વારૂં ॥ વાલું ૧ ॥ શોભે ગોળ કપોળે તીલક તાજું, તેમાં લોભાણું મનડું મારૂં ॥ વાલું ૨ ॥ મુખડાની શોભા મરમાળા, નીત્ય નીરખી અંતરમાં ધારૂં ॥ વાલું ૩ ॥ બ્રહ્માનંદ કહે વશ્ય કીધી મુજને, છે જો કોડીલું કામણગારૂં ॥ ૪ પદ ૩ ॥

તારી મુરતી મનમાની મારે, હવે શંકા જગની કોણ ધારે તારી૦ લટકાળા તમને લાડકડા, મેં તો દીઠેલ જમુનાને આરે ॥ તારી ૧ ॥ મનમોહન સુંદીર મોલીડું, તોરા ફુલતણા ઝુકીયાતારે ॥ તારી ૩ ॥ શુભ નાશાદીપસમાન બણી, કાજુ નેણકમળકેરે અનુસારે ॥ તારી ૩ ॥ બ્રહ્માનંદના હારહજારીડા, હું તો જીવું છું તમને દેખું

જ્યારે ॥ તારી ૪ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

વાલા૦મારી શુધ્ધ બુધ તેં હરી લીધીરે, તારે લટકે વેરાગણ કીધી વાલા૦ તારો નવલ કલંગી દીઠીરે, મનડામાં લાગે અતિ મીઠીરે, જાણે જબર જાદુડાની ચીઠી ॥ વાલા ॥ ૧ ॥ જોયું મોલીડુ આંટે ફરતું રે, પળ એક નથી વિસરતું રે, મારૂં હૈડું ધિરજ નથી ધરતું ॥ વાલા ॥ ૨ ॥ ભાલે આડ કેસર કેરી ભાળીરે, રેખું ત્રણ ઉપડતી રૂપાળીરે, જાણે મન પકડ્યાની છે જાળી ॥ વાલા ૩ ॥ વાંકી ભ્રકુટી ઘણી મન ભાવી રે, બ્રહ્માનંદને વસી ઉર આવી રે, જાણે શામ કબાણ ચડાવી ॥ વાલા ॥

પ્યારા તારી પ્યારી લાગેછે પાંપણીયારે, જોઈ ભેખ લીધો મેં જોગણીયાં ॥ પ્યારા૦ ॥ તારા લોચનબાણ તિખડીયાં રે, ઘણા જાદુ હથોડીના ઘડીયાં રે; આવી ઓચીંતા મુજપર પડીયા ॥ પ્યારા ૧ ॥ તારી નાસી સુંદર નમણીરે, છે જો દીપક કીર લજમણીરે; એતો જીવનદોરી છે અમણી ॥ પ્યારા ૨ ॥ કાને કુંડલ નોતમ ધરીયાં રે, ભારે નંગ વળી રંગ ભરીયાં રે; આવી અં-

તરમાં ઉંડાં ગરીયાંરે ॥ પ્યારા ૩ ॥ દીઠું મુખડુ ચંદાકેરે ડોલેરે, તિલ દક્ષણુ ગોરકપોળેરે; બ્રહ્માનંદકે મુની તેને ખોળે ॥ પ્યારા ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

રૂડી તારી મુછની રેખા ઉપડતીરે, ચિત્ત ચોર્યું ચાલુ લડથડતી રૂડી૦ હૈડામેં વસી મારે હાંસીરે, એને સમરેછે જોગ અભ્યાસીરે; જાણે પ્રેમતણી માંડી ફાંસી રૂડી૦ ॥ ૧ ॥ હેતે દંતબત્રીસી મેં હેરીરે, ઠીક થઇને વ્રત્તિ મારી ઠેરીરે; કાજુકળીયું તે દાડમ કેરી ॥રૂડી ૨ ॥ વાલા મોરલી ધીરે સ્વરે વાજ્યોરે, પ્રિતે અધર અમૃતરસ પાજ્યોરે; જ્યાં જાઓ ત્યાં સાથે તેડી જાજ્યો ॥ રૂડી ૩ ॥ જ્યારે ચાવોછો પાન સોપારીરે, છોળ્યું આવે તંબોળની બારીરે, તેનો બ્રહ્માનંદ અધિકારી ॥ રૂડી ૪ પદ ૩ ॥

કાના તારો કંઠ કહ્યામાં નઆવેરે, એતો કૌસ્તુભમણીને શોભાવે કાના૦ હૈડે પહેર્યોછે હારહજારીરે, ભુજ ડંડપ્રચંડ છે ભારીરે, નાખી કંઠ જીવે વ્રજનારી ॥ કા૦ ॥ ૧ ॥ શોભે કમરે રેટો સુધો સારોરે, જ્ઞાની ધ્યાનીનો દિલગુજારોરે, ચાલ જોઇ લાજે હંસ બિચારો ॥ કાના ॥ ૨ ॥ રૂડી લાગેછે પગની આંગળીયુરે, નખતેજ જાયે નહીં કળીયુંરે; જાણે ચંદતણી મંડળીયું ॥ કાના ૩ ॥

રાજેચરણે લાંબી ઉર્ધ્વ રેખું રે, હું તો ધ્યાન વિના
દેખું રે; બ્રહ્માનંદ કે જનમ ધન્ય લેખું ।।કાના ૪ પ

## પદ રાગ ગરબી.

તારે ચટકે રંગીલો છેડલો અલબેલારે, કાંઇ ન
કસુંબી પાઘ રંગના રેલારે; સિર અજબ કલંગી શો
તી અલ૦ હૈડામાં રાખ્યા લાગ ।। રંગ ૧ ।। મો
છાયું મોતીએ અલ૦ ફુલડાની સુંદર ફોર ।। રંગ
ઘેરે રંગે ગુછ ગુલાબના અલ૦ જોઈ ભ્રમર ભમે ત
।। રંગ ૩ ।। તારી પાઘડલીના પેચમાં અલ૦ મારૂં
તડું થયું ચકચુર ।। રંગ ૪ ।। બ્રહ્માનંદ કહે તારી
રતી અલ૦ વણદીઠે ઘેલીતુર ।। રંગ ૫ ।। પદ ૧

કેસરનું તીલક સોહામણું ગિરધારી રે, ઝલ
સુંદર ભાલ જાઉં બલહારી રે, રસ રેખલડી વિલશી
ગિર૦ નિરખીને થઇછું નીહાલ ।। જાઉં ૧ ।। વારી
હદભ્રકુટી વાંકડી ગિર૦ જાણે કરડી શામ કબાણ ।।
૨ ।। રૂપાળી ટસરો રાતડી ગિર૦ લોચનિયાં તિખાં
।। જાઉં ૩ ।। નાશા અણીયાળી નમણી ગિર૦
લાજે દિપકકીર ।। જાઉં ૪ ।। બ્રહ્માનંદ કે જોઇ ર

નથી ગિર૦ ઉર દેવત્રિયાને ધીર ॥ જાઉં ૫ પદ ૨ ॥

કુંડળ બેઉ રાજે કાનમાં વ્રજચંદારે, સુંદર માંહી બીંદુ શ્યામ નંદનાનંદારે, રંગભીના તારા રૂપમાં વ્રજ૦ જોઇ લાજે કોટીક કામ ॥ નંદ ૧ ॥ તિલનું એક નોતમ ત્રાજવું વ્રજ૦ કંકોળેલ ગૌર કપોળ ॥ નંદ ૨ ॥ તારા અધર પ્રવાળા સરખા વ્રજ૦ છબી વદનકમળની ગોળ ॥ નંદ ૩ ॥ તારા દંત ડોલરીઆની કળી વ્રજ૦ વળી દાડમ કેરાં બીજ ॥ નંદ ૪ ॥ બ્રહ્માનંદ કહે હાસ વિલાસમાં વ્રજ૦ રહી વ્રજનારી રંગ ભીજ ॥ નંદ ૫ ॥

બાંએ બાજુ કાજુ બેરખા મુને પ્યારારે, બહુમુલી લટકે બોર કામણગારારે; હાથુમાં પોંચી હેમની મુને૦ ખાસી તન ચંદનખોર ॥ કામ ૧ ॥ બની શોભા વીંટી વેઢની, મુને૦ હૈયે નવલ ગુલાબી હાર ॥કામ ૨॥ તારૂં રૂપ જોઇને ઘેલી ફરે મુને૦ ગોકુળીયા કેરી નાર ॥ કામ ॥ ૩ ॥ જોઇ તેજ અલૌકીક અંગનુ મુને૦ થયા ઝાંખા સુરજ ચંદ ॥કામ ૪॥ તારી નવલ છબીની ઉપરે મુને૦ બલહારી બ્રહ્માનંદ ॥ કામ ૫ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરૂબી.

ઓરા આવો નટવર નાનડીયા, તમે મારા જીવસા-

થે જડીયા ॥ ઓરા ॥ શોભોછો સોનેરી પટકે, છબી રંગચોળ તણે ચટકે૦ લીધું મન હાથ તણે લટકે ॥ઓરા ૧ ॥ કરી મેં તમ અરથે કાયા, લાગીછે મુખડાની માયા; જીવો ઘણું જસોદાના જાયા ॥ ઓરા ૨ ॥ સુંદર વર લાગોછો સારા, નમેલું એક ઘડી ન્યારા; છોજી મારા પ્રાણથકી પ્યારા ॥ ઓરા ૩ ॥ વાતુંથકી દુખડાં વીસરીયે, જોઇ જોઇ અંતરમાં ઠરીયે; કાના આવો ગોઠડલી કરીયે ॥ ઓરા ૪ ॥ કટીપર પીતાંબર કસીયા, હેતે નીત્ય બોલોછો હસીયા; બ્રહ્માનંદના વાલા રસીયા ॥ ઓરા ૫ ॥ પદ ૧ ॥

વાજ્યો હરી વાંસલડીવાળા, લાડીલા નંદતણાલાલા ॥ વાજ્યો ટેક ॥ મોહ્યું મન બંસીના સ્વરમે, ભરીછું આનંદના ભરમે, નથી હવે રેવાતું ઘરમેં ॥ વાજ્યો. ૧ બુઝી સરવે અંતરની બળગું, બંસીમેં ચીત મારૂ વળગું; અધક્ષણ નથાયે અળગુ ॥ વાજ્યો ૨ ॥ વેધાણી બંસીને નાદે, સુણુછું સુંદર સવાદે, ગાવો હરી ઉંચેરે સાદે ॥ વાજ્યો ૩ ॥ આવીછું સાંભળવા ઓળે, બંસી અતી મરમાળી બોલે, સુણી દીલ વસીયર જ્યું ડોલે ॥વાજ્યો ॥ ૪ ॥ બંસી મુંને લાગે છે પ્યારી. ગેરી ગેરી વાજ્યો ગીરધારી; બ્રહ્માનંદ જાયે બલહારી ॥ વાજ્યો ૫ પદ ૨

આવો આવો સુંદરવર ઓરા, જોઉં માથે ફુલડાના તોરા ॥ આવો ॥ મારૂં સરવે આવ્યું છે મજરે, દેખો છો અમૃતની નજરે; ગોઠયું મન:ફુલાને ગજરે ॥આવો ૧ ॥ શોભે મુખ ઉપર તીલતાજુ, કપોળે ટીબકડીકાજુ બહુ રૂડા લાગેછે બાજુ ॥ આવો ૨ ॥ મનોહર મુરતી મનમાની, છુપાડી કેમ કરી રે છાની, દેખી હું થઇછું દીવાની ॥ આવો ૩ ॥ કેસરની આડય કરી ભાલે, વળી વળી બોલોછો વાલે, ચાલોછો હંસતણી ચાલે ॥ આવો ૪ ॥ સુરંગી સુંથણલી ચંગી, અનોપમ પેરી છે અંગી, બ્રહ્માનંદના વાલા રંગી, આવો આવો સુંદરવર ઓરા ॥ આવો ૫ પદ ૩ ॥

છોજી તમે નંદતણાનંદા, ચતુરવર ગોકુળના ચંદા ॥ છોજી ॥ કોડીલા કુંવર કાનુડા, નટવર સુંદર નાનુંડા; રાજેસર દીસોછો રૂડા ॥ છોજી ૧ ॥ આંખ્યું તમારી અતીશે અણીયાળી, મનોહર સુંદર મરમાળી; રંગીલી મુર્તિ રૂપાળી ॥ છોજી ૨ ॥ આવો ઘેર આવાને આવા, ખાંતે મહીમાંખણીયું ખાવા; મીઠું મીઠું બોલોને માવા ॥ છોજી ૩ ॥ પેરી તન જરકસીયા જામા, ચાલી આવો વાલમજી સામાં; વાઓ રૂડી બંસી વીસામા ॥છોજી ૪

॥ કોઇ વિધી જાઓ નહી કળીયા, હેતે તમે કોણુતણે હળીયા, વારી બ્રહ્માનંદના વાલા છળીયા ॥છોજી ૫ ૫દ ૪

## પદ રાગ ગરબી.

લાગ્યો મારે નટવરથી નેડો, હવે મેંતો શીર નાંખ્યો છેડોરે ॥ લાગ્યો ॥ કે સૌ મળીને મુજને વારી, કે અટક્રી મનવરતી મારી, કે ધણી મેંતો ધાર્યા ગીરધારીરે ॥ લાગ્યો ૧ ॥ કે શુ મતલબ મારે કોઇ સાથે, કે મેણું મારે મોહનનું માથે, કે હરીવર મુંને ઝાલી હાથેરે ॥ લાગ્યો ૨॥ કે મોડુવેલું સૌ જાવાનું, કે તે દેખીને શું થાવાનું, કે મેણું મારે અવીચળ માવાનું રે ॥ લાગ્યો ૩ ॥ કે કોઇ કંઇ મુજને શું કરશે, કે ગજ ચડી શંક્યા કુણ ધરશે; કે સ્વાન ભસી ભસીને મરશેરે ॥ લાગ્યો ॥ ૪ ॥ કે સમઝીને મેંતો પગ ભરીયા, કે સરવે વિષયરસ વીસરીયા; કે બ્રહ્માનંદનો વાલો વરીયારે ॥ લાગ્યો ૫ ॥

લાગી મારે નટવરથી લગની, કે મરજાદા મેલી જગનીરે ॥ લાગી ॥ કે એક ટેક અંતર ધારી, કે સગાકુટુંબ સઊ વીસારી; કે મનક્રમ વરીયા મોરારીરે ॥લાગી ૧ ॥ કે કર્યું મેંતો તનમન કુરબાણી, કે હરીવીના નવહું

અન્ય વાણી, કે કાનકુંવરથી અટકાણી રે ॥ લાગી ૨॥ કે સુખ મેં તો સંસારી છોડયું, કે સઉ સાથે સગપણ તોડયું; કે જગના જીવન સાથે જોડયું રે ॥ લાગી ૩ ॥ કે મેણા જગકેરા સહીને, કે સ્થીરમન મતવાલી થઇને; કે ચાલી હું તો સીર કરમે લઇનેરે ॥ લાગી ૪ ॥ કે બેઠી હું તો ભય જગનો ખોઇને, કે મન નીસદીન રહ્યું છે મોઇને; કે બ્રહ્માનંદના વાલાને જોઇનેરે ॥ લાગી ૫ ॥

મોહી હુ તો નટવરને વાને, કે કીધી વશ ડોલરીયે કાનેરે ॥મોહી॥ કે ચીતડામેં લાગી ચટકી, કે લોકતણી લજ્યા પટકી, કે નંદના નંદન સાથે અટકીરે ॥ મોહી॥ ૧ ॥ કે જીવ જીવને શું પરણું, કે જેને સીર ઉપર મરણું, કે સમરથનું લીધુ શરણું રે ॥ મોહી ૨ ॥ કે થઇ પુરૂશોતમથી પ્રીતી, કે નથી હુ તો લોકથકી બીતી, કે જગપતી વરી હું તો જગ જીતીરે ॥ મોહી ૩ ॥ કે અચ-ળ વાત મુને ઓળખાણી, કે થઇ મારે સરવ દુખની હાની, કે પ્રીતમ મુખ રાખ્યું પાણીરે ॥ મોહી ૪ ॥ કે સ્થીર થઇ અંતરમાં ધરીયું, કે કાને મારૂ મન ગમતુ ક-રીયું, કે બ્રહ્માનંદનુ કારજ સરીયું રે ॥ મોહી ૫ પદ ૩

કે વર્યા મેં તો રંગભર વાલાને, કે લટકાળા નંદ

લાલાનેરે ॥ વર્યા ॥ કે કીધુ મેંતો નીસ્ચે વીચારી, કે દુરીજન થાકયા મુને વારી; કે ધાયાં એક વર ગીરધારી રે ॥ વર્યા ૧ ॥ કે જેમ રણસુરાની લગની, કે ઉડે જેમ બાણ બાણુ અગની, કે પેની નધરે પાછી પગનીરે ॥ વર્યા ૨ ॥ કે સતી જેમ પાછી નવ ભાગે, કે તન કેરા સુખને ટાળે; કે અગનીમેં અંગ પરજાળેરે ॥ વર્યા ૩ ॥ કે સુરો કાયર થાય ડરી, કે સતી ઘેર આવે પાછી ફરી; કે માતપીતામેં ખોટ ખરીરે ॥ વર્યા ૪ ॥ કે બ્રહ્માનંદ એમ જોયું પેલું, કે દેખીને નવ થાવું ઘેલું, કે કામ કઠણછે નથી સેહેલું રે ॥ વર્યા ૫ પદ ૪ ॥

## પદ રાગ સોળા.

મારે મોહોલે આવો હશીને બોલાવો, રે રંગભીના છેલા નંદજીના છોજી રાજ્ય ॥ ૧ ॥ પાવડલી પેચાળી બાંધી છે રૂપાળી, રે લટકાળા મોતીડાવાળા ॥છોજી ૨॥ કાના ગીરધારી, મુરતિ તારી, રે મનમાની છેલગુમાની ॥ છોજી ૩ ॥ બ્રહ્માનંદના પ્યારા, શોભોછો સારા, રે કેસરીયા રંગના ભરીયા ॥ છોજી ॥ ૪ પદ ૧ ॥

નંદજીના લાલા, લાગોછો વાલા, રે નવરંગી લેરતો રંગી ॥ છોજી ૧ ॥ નેણુંનો નજારો, મુને અતિ પ્યારો, રે

અલબેલા, છેલછબીલા ॥ છોજી ૨ ॥ કુંજના વિહારી મુરતી તારી, રે હરી મોરી, જીવન દોરી ॥ છોજી ૩ ॥ બ્રહ્માનંદ કહે છે, મન મારૂં રેછે, રે વેણામેં, મારા નેણામેં ॥ છોજી પદ ૨ ॥

આંખ્યું અણીયાળી માવા મરમાળી, રે કાંઇ કીધું, મન મારૂં લીધું ॥ છોજી ૧ ॥ મંદિર પધારો, જનમ સુધારો, રે છોગાં મેલી, બળવંત બેલી ॥ છોજી ૨ ॥ સુંદર સોહાગી, લગની લાગી, રે તમ સંગે, ભિને રંગે ॥ છોજી ૩ ॥ બ્રહ્માનંદ ગાવે, મુરતિ સોહાવે, રે રહો તાજા, વ્રજના રાજા ॥ છોજી ૪ પદ ૩ ॥

શોભે માથે તોરા, આવોને ઓરા, રે ધિરે ગાતા, રંગના રાતા ॥ છોજી ૧ ॥ કોટે પરવાળાં, લાગે છે રૂપાળાં, રે નેણુ ઘેરી, લાલજી લેહરી ॥છોજી ૨॥ સ્યામસલુણા, નેણુંમેં ટુણા, રે વ્રજદાણી, હું લોભાણી ॥છોજી ૩॥ બ્રહ્માનંદ વારૂ, તન મન મારૂં, રે તમ સાથે, સદા મારે માથે ॥ છોજી ૪ પદ ૪ ॥

## પદ રાગ ધોળ.

હેલી જોને આ નંદ કુમાર સલુણો શોભંતા, ચાલે મદ ભર ગજની ચાલ, રસિક ચિત્ત લોભંતા ॥ ૧ ॥ પ્યારી

લાલ સુરંગી પાઘ, અલૌકીક બાંધણી, છુટા પેચ ઝુકયા ચહુકોરય; અધિક શોભા બણી ॥ ૨ ॥ રૂડી રાજેછે નટ-વટ રેખ, મનોહર ભાવને, જોતાં કેસર તિલક અનુપ, વધારે ભાવને ॥ ૩ ॥ ઊભા અળવકરે અલબેલ, સખા ના સંગમાં, ખેલે બ્રહ્માનંદનો નાથ, રાજેશ્વર રંગમાં ૪

શોભે નટવરજીને શિરય, કલંગી વાંકડી પોખરાજ પિરોજા લાલ, મોતીડેથી જડી ॥ ૧ ॥ તોરો ફુલતણો નવરંગ, મોળીડા ઉપરે, જોઇને કાનકુંવરનું રૂપ, મારાં નેણાં તરે ॥ ૨ ॥ સખી આંટાદાર અનુપ, પિયાજીની પાઘડી, તેતો વિસરે નહી પળ એક, જીવડલામાં જડી ॥ ૩ ॥ લળકે કુંડળ કાનુમાંય, કે મોંઘા મુલનાં; બાંધ્યા બ્રહ્માનંદના નાથે કે બાજુ ફુલનાં ॥ ૪ પદ ૨ ॥

આંખડલી શરદ સરોજ, રસીલા લાલની, દેખી મ-નડું પામે મોહ, તિલક છબી ભાલની ॥ ૧ ॥ નાષ્યા સુંદર દિપ સમાન; અધિક શોભી રહી; મુખ નીરખીને શશીઅર જોત, ગગન ઝાંખી થઇ ॥ ૨ ॥ લીધી લટકા-ળે નંદલાલ કે હાથ કબાણને, એની ચટક રંગીલી ચાલ, હરે મન પ્રાણને ॥ ૩ ॥ કાજુ મોતીડે જડીત્ર કટાર, ક-મરે કસી લીધલો; નિરખી બ્રહ્માનંદ કહે જન્મ, સુફળ મારો કીધલો ॥ ૪ પદ ૩ ॥

સખી કેસર ભીનો કાન, ઠરે જોઇ છાતડી; રૂડીઆં ખડલીમાં રેખ, મનોહર રાતડી ॥ ૧ ॥ બેની સાંભળતાં ગુલતાંન, થઈ એના ગીતમાં, રશીયા વર કેરો રંગ ચડયો મારા ચિતમાં ॥ ૨ ॥ સમઝાવી મુજને શામ, નેણું કરી સાનમાં; મુંને મગન કરી મસ્તાન, અમ્રત રસ પાનમાં ॥ ૩ ॥ કાજુ રાજે છે ગૌરકપોળ, સુભગ તીલ ત્રાજવી; શોભે બ્રહ્માનંદનો નાથ, રસીલો રાજવી ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

તારા મુખની લાવનતા મીઠીરે, મોહન વનમાળી, એવી ત્રિભોવનમાં નવ દીઠીરે, મુરતી મરમાળી; ચટકે રંગીલા તારા મોલીડાને છેડે, મનડું ડોલે છે કેડે કેડેરે ॥ મોહ ૧ ॥ રંગડા જામ્યો છે ફુલડાનેરે તોરે, ભ્રમર ભમે છે ચહુકોરે રે ॥ મોહ૦ ૨ ॥ ભાલે તિલક કેસર કેરૂં રાજે, મુખ જોઇ શશીયર લાજે રે ॥ મોહ ૩ ॥ બ્રહ્માનંદ કહે સરવસ્ય વારૂ, રૂપ જોઇને વાલા તારૂંરે ॥મોહ ૪॥ પદ ૧

તારાં લટકાં પ્યારાં મુને લાગેરે, લેરી લટકાળા; હું તો રીઝી શણુણા ઘેરેરાગેરે, છેલા છોગાળા, સુંદર નેણુ

કમળ દળ જેવી, ભ્રકુટી ભ્રમર રહ્યા સેવીરે ॥ લેરી ૧ ॥ ગોર કપોળે શુભગ તિલ ત્રાજુ, કોમળ નાસ્યા કાજુરે ॥ લેરી ૨ ॥ અધર ઉપર જાણે કુમ કુમ ઢળીયું, દાંત દાડમ કેરી કળીયુંરે ॥ લેરી ૩ ॥ બ્રહ્માનંદ કહે સામું જોઇને, મનડું લીધું છે મારૂં પ્રોઇનેરે ॥લેરી ૪॥ પદ ૨॥

વહાલી લાગે છે મુખડાની વાણીરે; પ્રિતમજી પ્યારા મોઠે મરકલડે લોભાણીરે, સુંદરવર સારા૦ નટવર આડી નજરે નિહાળી, રંગડાની રેલુંવાળીરે ॥ પ્રિત ૧ ॥ મધુરે મધુરે મુખ હાસ કરીને, લીધા છે પ્રાણ હરીનેરે ॥ પ્રિત ૨ ॥ મન મોહન તારી નૌતમ મુરતી, નિમખનમેલું મારા ઉરથીરે ॥ પ્રિત ૩ ॥ બ્રહ્માનંદ કહે રીઝીતારે રાગે, અહોનિશ રહેજ્યો મારી આગેરે ॥ પ્રિત ૪ પદ ૩ ॥

તારા છોગલીયાંની છબ્બી ભારીરે, કુંવર કાનુડા; છેલા ગુણવંતા ગીરધારીરે, લાગોછો રૂડા; પ્રાણ જીવન શિર કેશ રૂપાળા, કાળા ખિટળીઆળારે ॥કુંવ૧॥ લાલ કસુંબી તારા મોળીડાને ચટકે, જોઇને મોહીછું કર લટકેરે ॥ કુંવર ૨ ॥ કુંડળનીરે છબ્બી નથીરે કહેવાતી નિરખી ઠરે છે મારી છાતીરે ॥ કુંવર ૩ ॥ બ્રહ્માનંદ કહે રહોને રંગીલા, આંખડલીમાં અલબીલારે ॥ કુવર ૪ પદ ૪ ॥

# રાગ ગરબી.

ધર્મ કુંવર ઘનશામજી મારા પ્રાણતણા આધાર જોઇને જીવું છું, તન મન ધન તમ ઉપરે લઇ વારૂં વાર હજાર. જો. ૧ સુંદર મુર્તિ મોહીનિ મારા મનમાં ખુચી રાજ. જો તમ વિના મુંને કાંનજી બિજું કાંઇ ન સુઝે કાજ. જો. ૨. પાપણયપર આંટો દઇ તમે બાંધી પાઘ અનુપ. જો. કોટિક કંદર્પ વારણે લેઇ વારૂ એવું રૂપ જો. ૩ ભાલ તિલક શોભા ઘણી જાણે ભ્રકુટિ કાંમક બાંણ જો. કમલનયન કટાક્ષમાં મારા તાણી લયોછો પ્રાણ. જો. ૪ મધુર મધુર હસવું જોઇને વાધે પ્રેમ અપાર. જો. ત્રિભુવનમાં એવી કોણ છે જે વશ ન થાય નારય. જો. ૫ વામકરણમાં શ્યામ છે તિલ નિરખ્યા જેવો નિત જો. તિલ જોઇ જમણા ગાલમા વાધે પ્રેમાનંદને પ્રીત ૬ાપદ૨ા

શી કહુ શોભા અંગની, જોઇ લોચનીયાં લોભાય; ચિતડું ચોરે છે ।। નીરખી નાસાકીરને મારા ભવનાં પાતક જાયે. ચિ. ૧ અધરપ્રવાલાની ઊપમા જાણે કુંદકલીસમ દાંત. ચિ. ચિબુકતણી શોભા ઘણિ કંબુ કંઠ જોયાની ખાંત. ચિ. ૨ વક્ષસ્થલવાલું ઘણું મને મલવા વાધે

પ્રીત. ચિ. અજાંનબાહુ ઉરધરી આવો મલીયે મોહન મીટ ચિ. ૩ ઉદરમાં ત્રિવલીપડે ઉંડી નાભિ નોતમ જોઇ ચિ. શાંમકટિ સોચામણિ ઉર માંઇ રહ્યું મનમોઈ ચિ ૪ જાનુ જુગલ છબી જોઇને મારો સુફલ થયો અવતાર ચિત. પિંડિપાંનિ નિરખતાં મારો દુર થયો સંસાર ચિ. ૫ સોલે ચિન્હે જુક્ત છે એવી જુગલચરણની જોડ ચિ. અંખડ રહો આવી ઉરમાં પુરો પ્રેમાનંદના કોડ ચિ. ૬ ।। પદ ૨ ।।

નવલ સ્નેહિ નાથજી રૂપાલા રાજીવ નેણવાલા લાગો છો ।। હસતા હસતા હેતમાં બોલો છો મિઠાં વેણ વા. ૧ આંખડલી અમૃતે ભરી કાંઇ કરૂણા કઇ નવ્ય જાય વા. ચિતચોરાણું ચાલ્યમા મરકલડે મન લોભાય વા. ૨ આ-તુરતા નથી અંગમાં દિશે છે શિલસ્વભાવ વા. પ્રેમતણો પરવા વહે નેણાંમાં નટવરનાવ વા. ૩ ભુધર ભાવિક ભાવના નથિ અર્થા અર્થિ શ્યામ વા પરમારથને કારણે પધારચા પુરણ કામ વા. ૪ દિનઉપર દયા કરી તમે દુર્લભ દર્શન દેવ વા. કલ્પતરૂ છો કાનજી જાણે મોટા મુનિવર ભેવ વા. ૫ કરૂણાનિધિ કરૂણા કરીને છોગાલા રંગછેલ વા. પ્રેમાનંદ કહે અખંડ રહો આંખડલીમાં અલબેલ વા. ।। પદ ૩ ।।

ધર્મ કુંવર શ્રીકૃષ્ણજી તમે ભક્તપતિ ભગવાન એ
ર માગુછું, દયાનિધિ તમે દાસને નિત આપો છો એ દાન
ો. ૧ નિર્વિકલ્પ ઉત્તમ અતિ એવું નિશ્ચે નાથ તમારૂં,
ા. અલબેલા તમ આગળ હું અરજ કરૂં એ સારૂં એ. ૨
હાત્મ્ય જ્ઞાને સહિત હરિ એવી એકાંતિક ભક્તિ એ.
ાત રહુ તવ ચરણમાં બિજે રહે સદા વિરક્તિ. એ ૩
'માં તમારૂં ભક્તપણું હરિ એમાં કોઇ પ્રકાર. એ. દોષ
રહે કોઇ જાત્યનો એ આપો ધર્મકુમાર. એ. ૪ તમારા
.ઇ ભક્તનો મારે દ્રોહ કયારે નવ થાય. એ. સંગ એકાં-
ાક ભક્તનો મુને નિત આપો મુનિરાય. ૫ દાસ તમારા
ાસનો મુને રાખો નાથ હજુર. એ. પ્રેમાનંદની વિનતી
ાંભલજો શામ જરૂર. એ ૬ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

હરીજન સાચારે જે ઉરમાંહે મત રાખે, ત્રિપતૅ વર
પરે કેદી હિન વચન નવ્ય ભાંખે ૧ જગનું સુખદુઃખરે
ાયિક મિથ્યા કરી જાણે તન ધન જાતાંરે અંતરમાં
ાક ન આંણે ૨ પર ઉપકારીરે જન પ્રેમ નિમમાં પુરા,
ૌહિક દુખમાંરે દાઝે નહિ સાધુ સુરા ૩ હરીને સમરેરે

નિત્ય અહો નિશ ઉમંગભરિયા, સર્વે તજીનેરે નટ નાગરવાલા કરીયા ૪ બ્રહ્માનંદકેરે એવા હરી જનની બલહારી, મરતક જાતાં રે નવ્ય મેલે ટેક વિચારી, પાપદ૧ા

ટેક ન મેલેરે તે મરદ ખરા જગમાંઇ ત્રિવિતાપેરે કેદી અંતર ડોલે નાંઈ ૧ નિધડક વરતેરે દ્રઢ ધિરજ મનમેંધારી, કાલકર્મનિંરે શંકા તે દેવે વિસારી ૨ મોડું વેલું રે નિશ્ચે કરી એક દિન મરવું, જગ સુખસારૂં રે કેદિ કાયર મન નવ્ય કરવું ૩ અંતર પાડીરે સમઝાને સવલી આંટી, માથું જાતાંરે મેલે નૈતે નરમાંટિ ૪ કોઇની શંકારે કેદી મનમે નવ્ય ધારે, બ્રહ્માનંદનારે વાલાને પલ ન વિસારે ૫ ।। પદ ૨ ।।

જો હોય હિંમતરે નરને ઉરમાંઇ ભારી, દ્રઢતા જોઇનેરે તેની મદદ કરે મોરારી ૧ બીક તજીનેરે નીત હિમત સોતો બોલે. મસ્તક માયારે સર્વે ત્રણા જેવું તોલે ૨ કેશરીસિંહનેરે જેમ શંકા મીલે નહી મનમેં, એકાએકીરે નીરભે થૈ વિચરે વનમેં ૩ પંડે છોટારે મોટા મેંગળને મારે, હીમત વિનાનોરે હાથી તે જોઇને હારે ૪ બ્રહ્માનંદકેરે એમ સમઝે તે જન સુરા, તન કરી નાખેરે ગુરૂ વચને ચુરા ચુરા ૫ ।। પદ ૩ ।।

પેટ કટારીરે પેરીને સનમુખ ચાલ્યા, પાછા નવલેરે
ાઇના તે ન રહે ઝાલ્યા ૧ આમાસામા રે ઉડે ભાલા
અણીઆળાં તે અવસરમેં રે રહે રાજી તે મતવાલા ૨
ાચાસુરારે જેના વેરી ઘાવ વખાણે, જીવત જુઠું રે
મરવું તે મંગલ જાણે ૩ તેની પેરેરે હરીજન પણ
જોઇયે તીખા, અંતર શત્રુનેરે લાખે અતી વજ્ર સરીખા ૪
માથું જાતાં રે મુખનું રે પાણી નવ્ય જાવે, બ્રહ્માનંદકેરે
ે સંત હરી મન ભાવે ૫ ॥ પદ ૪ ॥

---

## રાગ ગરબી.

આજ મારે ઓરડેરે આવ્યા અવિનાશિ અલબેલ,
બાઇ મેં બોલાવિયારે સુંદર છોગાંવાલા છેલ આ. ૧
નિરખ્યા નેંણાં ભરિરે નટવર સુંદર શ્રીઘનશામ, શોભા
શેક હુંરે લાજે નિરખિ કોટિ કાંમ ॥ આ. ૨ ॥ ગુંથિ
ગુલાબનારે કંઠે આરોપ્યા મેં હાર, લઇને વારણાં ચરણે
લાગિ વારમ વાર આજ ૩ આપ્યો મેં તો આદરેરે બેસવા
ચાકલિયો કરી પ્યાર, પુછ્યા પ્રિતસ્યુરે બાઇ મેં સર્વે

સમાચાર આ. ૪ કોનેં હરી કયાં હતારે કયાં થકી આવ્યા ધર્મ કુંમાર, સુંદર શોભતારે અંગે સજિયા છે શણગાર આ. ૫ પેરિ પ્રિતસ્યુંરે સોરંગી સુથણુંિ સુખ દેણ, નાડિ હીરનીરં જોતા ત્રપત ન થાયે નેણ આ. ૬ ઉપર ઓઢીયોરે ગુઢો રેંટો જોયા લાગ, સજની તે સમેરે ધન્ય ધન્ય નીરખ્યા તેનાં ભાગ્ય આ ૭ મસ્તક ઉપરેરે બાંધ્યું મોલીડું અમુલ્ય, કોટીક રવી શશીરે તેતો નાવે તેને તુલ્ય આ. ૮ રેશમી ડોરનોરે કરમાં સાયો છે રૂમાલ, પ્રેમાનંદતોરે એ છબિ નીરખી થયો નીહાલ આ.૯ ાા પદ ૧ ાા

સજની સાંભળોરે શોભા વ્રણવું તેની તેહ, મુર્તી સંભારતાંરે મુજને ઉપનો અતી સનેહ. સ. ૧ પેરયા તે સમેરે હરીયે અંગે અલંકાર, જેવા નીરખ્યારે તેવા વ્રણવું કરીનેપ્યાર. સ. ૨ બરાસ કપુરનારે પેરયા હૈડે સુદર હાર, તોરા પાઘમાંરે તેપર મધુકર કરે ગુંજાર. સ. ૩ બાજુ બેરખારે બાયેં કપુરના શોભીત, કડાં કપુરનાંરે જોતાં ચોરે સૌના ચીત. સ. ૪ સર્વે અંગમાંરે ઉઠે અતરની બહુ ફોર, ચોરે ચીતનેરે હસતા કમલ નયણની કોર. સ. ૫ હસતા હેતમાંરે સઉને દેતા સુખ આનંદ, રસ રૂપ મુર્તિરે શ્રી હરી કેવલ કરૂણા કંદ. સ. ૬ અદભુત ઉપ-

ારે કેતાં શેષ ન પામે પાર, ધરણિને મુર્તિ રે જાણે આવ્યો
.સ શ્રંગાર. સ. ૭ બાલપ વેણમાં રે નેણાં કરૂણામાં ભર-
ુર અંગો અપંગમાં રે જાણીયે ઉદીયા અગણિત સુર સ. ૮
ઃતાં વાતડીરે બોલી અમૃત સરખાં વેણ, પ્રેમાનંદનાં રે
જોતાં ત્રપત ન થાય નેણ. સ. ૯ ॥ પદ ૨ ॥

બોલ્યા શ્રીહરીરે સાંભળો નર નારી હરી જન, મારે
એક વાર્તા રે સઉને સંભલાવ્યાનું છે મન. બો. ૧ મારી
ુરતીરે મારાં લોક ભોગને મુક્ત, સર્વે દીવ્ય છે રે ત્યાંતો
જોયાની છે જુક્ત. બો. ૨ મારૂં ધામ છે રે અક્ષર અમૃત
જેનું નામ, સર્વે સામ્રથિરે શક્તિ ગુણ કરી અભીરાંમ.
બો. ૩ અતિ તેજોમયરે રવિશશિ કોટીક વારણે જાય.
શિતલ શાંત છે રે તેજની ઉપમા ન કેવાય. બો. ૪ તેમાં
હું રહું રે દ્વિભુજ દીવ્ય સદા સાકાર, દુર્લભ દેવને રે મારો
કોઇ ન પામે પાર. બો. ૫ જીવ ઇશ્વર તણોરે માયા કાલ
પુરૂષ પ્રધાન, સઉને વશ કરૂરે સઉનો પ્રેરક હું ભગવાન.
બો. ૬ અગણિત વિશ્વનારે ઉતપતી પાલણ પરલે થાય,
મારી મરજી વીનારે કોઇથી તરણું ન ત્રોડાય. બો. ૭
એમ મુને જાણજ્યોરે મારાં આશ્રિત સૌ નર નારી, મેં
તમ આગલ્યે રે વાર્તા સત્ય કઇ છે મારી. બો. ૮ હુંતો

તમ કારણેરે આવ્યો ધાંમ થકી ધરી દેહ, પ્રેમાનંદનો રે વાલો વરશ્યા અમૃત મેહ. બો. ૯ ॥ પદ ૩ ॥

વલી સઉ સાંભલોરે મારી વાર્તા પરમ અનુપ, પરમ સિદ્ધાંત છે રે સઉને હિતકારી સુખ રૂપ. વ. ૧ સઉ હરી ભક્તનેરે જાવું હોયે મારે ધામ, તો મુને શેવજ્યોરે, તમે શુદ્ધ ભાવે થઈ નીષ્કામ. વ. ૨ સઉ હરી હરી ભક્તનેરે રેવું હોયે મારે પાસ, તો તમે મેલજોરે મિથ્યા પંચ વીશેની આશ. વ. ૩ મુજવીના જાણજોરે બીજા માઇક સહુ આકાર, પ્રિતી તોડજ્યોરે જુડા જાણી કુટુંબ પરિવાર. વ. ૪ સઉ તમે પાલજોરે સર્વે દઢ કરી મારાં નીમ, તમપર રિઝશેરે ધર્મ ને ભક્તિ કરશે ક્ષેમ. વ. ૫ સંત હરી ભક્તનેરે કીધો શિક્ષાનો ઉપદેશ, લટકાં હાથનારે કરતા શોભે નટવર વેશ. વ. ૬ નીજ જન ઉપરયે રે અમૃત વરશે આનંદ કંદ, જેમ સઉ ઓષધીરે પ્રિત્યે પોષે પુરણ ચંદ. વ. ૭ શોભે સંતમારે જેમ કાંઇક ઉડગણમેં ઉડુરાજ, ઇશ્વર ઉદે થયારે કલીમાં કરવા જનનાં કાજ. વ. ૮ એ પદ શિખશેરે ગાશે સાંભલશે કરી પ્યાર, પ્રેમાનંદનોરે સ્વામી લેશે તેની શાર વ. ૯ ॥ પદ ૪ ॥



# પદ રાગ કાફી.

કાનુડા કેડે ફરવુંરે, કોઇથી ન ડરવું ॥ કાનુ૦ દુરી જન લોક દુભંકર બોલે, તે હૈડે નવ ધરવું રે ॥કોઈ ૧॥ સગા કુંટબી સરવે સંગાથે, હેતડલું પર હરવુંરે ॥ કોઇ ૨ ॥ સંસારીથી સગપણ તોડી, કાનકુંવરથી કરવું રે ॥ કોઇ ૩ ॥ બ્રહ્માનંદ કહે મન ક્રમ વચને, પ્રાણ્ય જીવન જીને વરવુંરે ॥ કોઇ ૪ ॥ પદ ૧ ॥

કાનુડા કેડે જાવુંરે સમજીશું આવું ॥કાનુ॥ મોહનનું મેણું મારે માથે, કોઇદી બીજાની નહી કાવું રે ॥ સમ ૧ ॥ ચૌદ લોકમેં સરવે અબળા, તેને વરીને ખોટી થાવુંરે ॥ સમ ૨ ॥ વરીએતો નટનાગર વરીએ, અખંડ એવાતન સાવુરે ॥ સમ ૩ ॥ બ્રહ્માનંદ કહે અવર પુરૂશાને, વરવાથી રૂડું વીખ ખાવુંરે ॥સમ ૪ પદ ૨॥

કાનુડા કેડે ચાલીરે થઇ મતવાળી ॥ કાનુ૦ ॥ હું જાણું લોકડીયાં કાલાં, લોક કહે છે મુને ઃકાલીરે ॥ થઇ ૧ ॥ જે ચાલે કાનુડાની કેડે. તેની ખેપ ન જાય કેદીખાલીરે ॥ થઇ ૨ ॥ સીર જાતાં નટવર નહી છોડું, ટેક અચળ ઉર ધારીરે ॥થઇ ૩॥ બ્રહ્માનંદના નાથ સંગાથે, લાગી છે રંગડાની તાળીરે ॥ થઇ ૪ પદ ૩ ॥

કાનુડા કેડે જાઇયેરે, શીદને લજાઇએ ॥ કાનુ० ॥ લાજ વિના લોકડીયાં તેથી, દુરબળ થૈ ન દબાઇએરે ॥ શીદ ૧ ॥ વ્રજય જીવનને ભજતાં વારે, નામ તેનું લૈનાઇ એરે ॥ શીદ ૨ ॥ કોને સારૂં સુંરે થવાનું, લોક તણી મોટાઇએરે ॥ સીદ ૩ ॥ બ્રહ્માનંદ કહે નીશંક થૈને, ગોવીંદના ગુણ ગાઇએરે ॥ સીદ ૪ પદ ૪ ॥

## પદ રાગ કાફી.

વાલીડા કુંજ્ય વીહારી. વદન કમળ પરવારીરે ॥ વાલી० ॥ અજબ અલોકીક મસ્તક ઉપર, સુંદર પાઘ સમારીરે ॥ વાલી ૧ ॥ ફુલ તણા છોગલીયાં ફરતાં, ધાર્યાં ગિરિવર ધારીરે ॥ વાલી ૨ ॥ અંતર માંય વશી છે આવી, મુરતિ મનોહર તારીરે ॥વાલી ૩॥ બ્રહ્માનંદ કહે હે વ્રજ જીવન, મોહન છો નીધી મારીરે ॥ વાલી ૪ ॥ પદ ૧ ॥

છેલા તારૂં છોગું ભાળી, મોહી છું હું વનમાળીરે॥ છેલા ॥ વ્રજવાશી નંદલાલ વિહારી, ચાલ તારી લટકાળીરે ॥ છેલા ૧ ॥ રસિક પિયા તારી ચટક રંગીલે, મોળીડે હદવાળીરે ॥ છેલા ૨ ॥ લેરખડા જોઇ લગની લાગી, કોઇની રહું નહી ખાળીરે ॥ છેલા० ૩ ॥ બ્રહ્મા-

નંદ કહે પરવશ થઈછું, પગભેર ડોલું કેડે પાળીરે ॥ છેલા ૪ પદ ૨ ॥

કાને મુને કીધી ઘેલી, હાથ રહ્યું નહી મન હેલીરે० ॥ કાને ॥ શેરડીયે મળીયો મુને સામો, મોહન છોગલાં મેલીરે ॥ કાને ૧ ॥ નિરખતાં મન વશ કરી નાખ્યું, આંખ્યું મરમ ભરેલીરે ॥ કાને ૨ ॥ ભુલી ચિર શરીર તણી શુંન્ય, હૈડાની ધીરજ હરેલીરે ॥કાને ૩॥ બ્રહ્માનંદ કહે એની છબીમેં, પ્રોવાણી જોયા પેલીરે ॥કાને૪પદ૩॥

સ્યાને હવે રાખું છાની, મુરતી તમારી મન માનીરે ॥ સ્યાને ॥ દુરજનીયાં પાડોશી દેખીને, છોને બળીને થાતા વાનીરે ॥ સ્યાને ૧ ॥ નટવર તમથી નેહ કરીને, પાછી ધરૂં નહિ પાનીરે ॥ સ્યાને ૨ ॥ રસિક સલુણા પિયા તમ સંગે રમવું, નથી વાતલડી નાનીરે ॥ સ્યાને ૩ ॥ બ્રહ્માનંદના નાથ તમારો, મહિમા જાણે છે મોટા જ્ઞાનીરે ॥ સ્યાને ૪ પદ ૪

## પદ રાગ પરજ.

હૈડાનો હાર હરીરે, મારે રંગભીનો; હૈડાનો હાર હરી મંદીરમાં પધરાવી મોહનને, ભેટુ હું અંક ભરીરે ॥ મારે

૧ ॥ જગના જીવનને હું નહી દઉં જાવા, રાખીશ જતન કરિરે ॥ મારે ૧ ॥ રસીક નવલ વર રાજેશ્વરને, નીરખીને નયણે ઠરીરે ॥ મારે ૨ ॥ બ્રહ્માનંદના નાથને સજની, મન ક્રમ વચન વરીરે ॥ મારે ૪ પદ ૧ ॥

વરનંદલાલ વરૂંરે, સખી અલબેલો; વરનંદલાલ વરૂ. મુરખ લોક હાજી છોને મરતાં, કોઇની સંકયા ન ધરૂંરે ॥ સખી ૧ ॥ કાનકુંવર સંગ નેહ કરીને, જગથી તે શીદ ડરૂંરે ॥ સખી ૨ ॥ પરણું તો વર પુરૂષોતમ પરણું, નહીંતો કુંવારી મરૂંરે ॥સખી ૩॥ બ્રહ્માનંદના નાથને માથે, તન કુરબાન કરૂંરે ॥ સખી ૪ પદ ૨ ॥

ઘોળી હું ગીરધરીયા, રે માથે તારે મોહન; ઘોળી હું ગીરધરીયા; પ્રાણ જીવન મારે મોહોલ પધારો, ભુધર રંગ ભરીયારે ॥ માથે ૧ ॥ પહેલી પ્રીત્ય કરીને મારા, પ્રાણ તમે હરીયાંરે ॥ માથે ૨ ॥ મસ્તકને સાટે મેંતો તમને, વાલમજી વરીયારે ॥ માથે ૩ ॥ બ્રહ્માનંદ કહે એક ઘડી દુર, રહોમાં ડોલરીયારે ॥ માથે ૪ પદ ૩ ॥

લાગેલ રંગ ઝડીરે, મારે રસીયાજી શું લાગેલ રંગ ઝડી, મોહનવર રંગીલાની મુરતી, જીવડલામેં જડીરે ॥ મારે ૧ ॥ પ્રાણ જીવન પાતળીયાને આગે, હાથ જોડીને

ખડીરે ॥ મારે ૨ ॥ મીટય થકી ક્ષણું દુરનૈ મેલું, પ્રેમને પાસ્ય પડીરે ॥ મારે ૩ ॥ બ્રહ્માનંદના નાથને ભેટી, ધન્ય ધન્ય આજ ઘડીરે ॥ ૪ પદ ૪ ॥

## પદ રાગ ધનાશ્રી.

મારા કેશરીયાવર કાન, જાઉં તારે વારણીયે, મોહી છું મોરલડીને તાન. આવી ઉભી બારણીએ ॥ ૧ ॥ આવી વશું છે મારે અંતરે, રે વાલા રૂપ અલૌકીક તારૂં, છેલ છબીલા તારૂં છોગલું રે, મુને પ્રીતમ લાગે છે પ્યારૂં રે ॥ જાઉં ૨ ॥ સુભગસોના કેરાં સાંકળાં રે, મહીં ચુની રતન જડાવું, નવલ રંગીલા મારા નાથજીરે, હું તો પ્રેમે કરીને પેરાવું રે ॥ જાઉં ૩ ॥ ફુલતણીરે, માળાફુ-ટરીરે, વારી પ્રાણ જીવન તમે પેહેરી, બ્રહ્માનંદના વાલ-મારે, મારા લાડકડા વર લેરીરે ॥ જાઉં ૪ ॥ પદ ૧ ॥

મોહી છું વાલમ ભીને વાન, મોહન મરમાળા, થઇ રૂપ જોઇને ગુલતાન, રસીયા રૂપાળા ॥ ૧ ॥ રસીક સલુણા રૂડા રૂપમાં રે, વારી મનડું આવીને મોહ્યું; છેલ છબીલા મારૂં ચીતડું રે, તારી પાઘડલીમાં પ્રોયું ॥ મોહ ૨ ॥ ભાલ તીલક સોહામણું રે, મીઠી મુખડા કેરી વાણી,

કુંડળીયેરે તારે કાનજીરે, મારૂં મનડું લીધું તાણીરે ॥ મોહન ૩ ॥ અમર આભુષણ અંગમાંરે, નીત્ય પેરીને દરશન દેવું, બ્રહ્માનંદના વાલ્યમારે; વાલા બીજું નહી તમ જેવુંરે ॥ મોહ ૪ પદ ૨ ॥

મારા સામળીયા સુખ ધામ, મોહી છું મરકલડે તમને જોઇને સુંદર શામ, ચીતડે રંગ ચડે ॥ ૧ ॥ તમ કારણ મારા નાથજીરે, મેંતો જગની લજ્યા ત્યાગી; રસીક પિયા તારા રૂપમાંરે, મારી લગની અહોનીશ લાગીરે ॥ મોહી ૨ ॥ હાથ કડાં બેઉ હેમનાંરે, તમે પેહેરયાં પ્રીતમ પ્યારા; નટવર રાખું નેણમાંરે; નીત મોહન જીવન મારારે ॥ મોહી ૩ ॥ છબી જોઇને તારી છેલવર, મારી મનવરતી લોભાણી; બ્રહ્માનંદના વાલમારે આવી તમ સંગ પ્રીત બંધાણીરે ॥ મોહી ૪ પદ ૩ ॥

મારા લેરખડા નંદલાલ, વાલી તારી વાતડડી; જોઇને ચટક રંગીલી રૂડી ચાલ, ઠરે છે મારી છાતલડી. ॥ ૧ ॥ વ્રજ જીવન તારી વાતડીરે, મારે પ્રીતમ અંતર પેઠી; નીમખ ન મેલું મારા નાથજીરે, હુંતો સમરૂં સુતીને બેઠીરે ॥ વાલી ૨ ॥ રાજેશ્વર તારા રૂપમાંરે મેંતો મન વરતી ઠેરાવી; મોહન તારી મુરતીરે રહી આંખડ

લીમાં આવીરે ॥ વાલી ૩ ॥ અજબ સોનેરી ઉતરીરે, મહીં માણેક જડીયલ મોતી, બ્રહ્માનંદના વાલમારે, હું તો જીવું છું નિશદીન જોતીરે ॥ વાલા ૪ પદ ૪ ॥

## પદ રાગ કરાઇડો.

તારૂં છોગું મારે આવીને ચિતમાં રહ્યું, તારૂ જગના જીવન રૂડું છોગું જોઇને, અંતરમાં અજવાલું થયું ॥ તારૂ ૧ ॥ સુંદર સ્યામ સોહાગી તારૂ, મુખનીરખીને દુખ દુર ગયું ॥ તારૂ ૨ ॥ આનંદ સહિત થયું સુખ અંતર, એક જીહવાએ નવ્યજાય કહ્યું ॥ તારૂ ૩ ॥ બ્રહ્માનંદ કહે એ છોગાસારૂ, લોકડીયાનું અમે મેણું સહ્યું ॥ તારૂં ૪ ॥ પદ ૧ ॥

કાના નેણે તારે કીધાં મુને કામણીયાં, ॥કાના॥ નેણાં તારાં નાગર નંદના, બાણસરીખાં તિખાં બાણીયાં ॥ કાના ૧ ॥ જાદવ રંગ ભરય, સામું જોઇને, હેતે કરીને મનડાં હરીયાં ॥ કાના ૨ ॥ ઘાયલ થઇને હું તો ઘેલી ફરૂં છું, શું જાણું જે મંત્ર શું ભણીયાં ॥ કાના ૩ ॥ બ્રહ્માનંદના નાથ રંગીલા, ભાવે હું લઉં તારાં ભામણીયાં ॥ કાના ૪ પદ ૨ ॥

તારૂં મોળીડું જોઇને હું તો ઘેલી થઇ ॥ તારૂં ॥ મોઘા મુલી નૌતમ મોળીડું, નવલ કલંકી શીશ ઝુકી રહી ॥ તારૂં ૧ ॥ ભુહર તારૂં મોળીડું ભાળી, ઘાયલ થઇને શુદ્ધ ભુલી ગઇ ॥ તારૂં ૨ ॥ ઔષધ મુળી અંગ્ય ન લાગે, કુટી કુટીને થાકયા વૈદ કઇ ॥ તારૂ ૩ ॥ બ્રહ્માનંદના નાથ નમેલું, સિરને સાટેરે મેં તો ક્રીધું સહી ॥ તારૂં ૪ પદ ૩ ॥

માવે મોરલી વજાડીને મનડાં હર્યાં માવે. બેહદ નૌતમ વેણુ વજાડી, શબ્દ સુણાવી જાદુડાં કરયાં ॥ માવે ૧ ॥ પાઘ બાંધી રંગ ચોળ કસુંબી, મન ગમતાં છોગાં સિર ધર્યાં ॥ માવે ૨ ॥ અલવિલા નટ નાગર કેરાં, લોચનીયાંરે જાદુડે ભરયાં ॥માવે ૩॥ રૂપ અલોકીક જોઇને સજની, બ્રહ્માનંદના વાલાને વરયાં ॥ માવે ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

મારે આજ પ્રિતમ ઘેર આવશે, મને હેતે કરીને બોલાવશેજીરે ॥ મારે આજ૦ ॥ એના સાથીડાને સાથે લાવશે, કરી લટકા તાળી દેઇ ગાવશેજીરે ॥ મારે આજ

૧ ॥ હરી હેતે કરીને સામુ ભાળશે, રંગડાની તે રેલ્યું વાળશેજીરે ॥ મારે આજ ૨ ॥ કરી ખ્યાલ અલૌકીક ખેલશે, માથે ફુલડાના છોગલાં મેલશેજીરે ॥ મારે આજ ૩ ॥ બ્રહ્માનંદનો સ્વામી શામળો, સુખ દેશે આવીને ઉતાવળોજીરે ॥ મારે આજ ૪ પદ ૧ ॥

જોઇ રહી છું પ્રિતમજીની વાટડી, મેતો ખાંતે ઢાળી છે ખાટડીજીરે જોઇ૦ અગરચંદને લીંપાવું ઓરડા, જળ કુંભ ભરાવુ કોરડાજીરે ॥ જોઇ ૧ ॥ રૂડાં ભોજન કરયાં છે રસે ભરયાં, તાજાં તરત તૈયાર ઢાંકી ધર્યાંજીરે ॥ જોઇ ૨ ॥ મેંતો સજ કરાવી શેરીયાં, ચોકે ચોકે ત ફુલડાં વેરીયાંજીરે ॥ જોઇ ૩ ॥ બ્રહ્માનંદના સ્વામીને કોડલે, મેંતો તોરણ બંધાવ્યાં ટોડલેજીરે ॥જોઇ ૪ પદ ૨॥

ધન્ય ધન્ય ઘડી છે આજની, રૂડી ખબર આવી છે મહારાજનીજીરે ધન્ય૦ સખી મળી મળી મંગળ ગાય છે, આનંદ ઉભરાયો જાયછેજીરે ॥ ધન્ય ૧ ॥ મોતી થાળ ભરીને ટોળે મળી, સખી હરીને વધાવા થઇ આકળીજીરે ॥ ધન્ય ૨ ॥ સર્વે ઘરનો તે ધંધો વિસરી, હરિને મળવા આતુર થઇ સુંદરીજીરે ॥ ધન્ય ૩ ॥ ઘરમાંથી આવીને ઉભી બારણે, બ્રહ્માનંદના સ્વામીને કારણેજીરે ॥ધન્ય ૪

મારે આજ પ્રિતમ ઘરે આવીયા, ભરી મોતીડે થાળ વધાવીયાજીરે; મારે આજ૦ પહેલા નિર ઉંને નવરાવીયા, પછે પ્રિતમ માંહી પધરાવીયાજીરે ॥ મારે આજ૦ ૧ ॥ મેંતો ભોજન જમાડયાં ભાત્ય ભાત્યનાં, વાલે આપ્યાં તે સુખ એકાંતનાજીરે ॥ મારે આજ ૨ ॥ પેલું પરઠયું હતું તે વેણે પળ્યા, વાલો હેતે કરીને મુજને મળયાજીરે ॥ મારે આજ ૩ ॥ બ્રહ્માનંદ કહે આજની ધન્ય ઘડી, મારો વાલોજી પધાર્યા સેજડીજીરે ॥મારે આજ ૪ પદ ૪॥

## પદ રાગ ગરબી.

મેંતો સગપણ કીધુંરે સામલીયા સાથે, માવાનું મેણુંરે લીધું છે માથે ॥ ૧ ॥ તન મન ધન સર્વેરે મિથ્યા ધારીને, વરિ મગન થઇનેરે, કે કુંજવિહારીને ॥૨॥ તુચ્છજાણી સર્વેરે, કે લજ્જા ત્યાગીને, મોહનનું મેણુંરે, કે લીધું માગીને ॥ ૩ ॥ દુર મતિ દુર જનીયાંરે, કે કહિને શું કરશે; પોતાને પાપેરે, કેબલી બલીને મરશે ॥ ૪ ॥ મતવાલા સંગેરે, કે થઇ છું મતવાલી, માથાથી મુંધારે કે કિધા વનમાલી ॥ ૫ ॥ ખાંતે હું ખેલુ રે સુંદર વર સંગે, બ્રહ્માનંદ કહે રિઝિરે કે રસિયાને સંગે ॥ ૬ પદ ૧

મારે મંદિર નાવોરે કે મોહન શા માટે, શિર જાશે ધોલ્યુ રે કે વાલમ તમ સાટે ॥ ૧ ॥ શું કરશે ધોક્યાંરે કે જુઠા સંસારી, ધરશોમાં શંકારે કે મનમાં ગીરધારી ॥ ૨ ॥ જગ જીવન તમનેરે કે સાચા જાણીને, કુણ માને જગનીરે કે ખોટી વાણિને ॥ ૩ ॥ મારે મનડે ભાવ્યારે કે મોહન મરમાલા. સો માથા જાતાંરે કે સુંધા છોગાલા ॥ ૪ ॥ તમ સાથે જોડીરે કે સૌથી તોડીને, દુરજન શું કરશેરે કે મુખડાં મોડીને ॥ ૫ ॥ શિર સાટે સમજીરે કે બાંધ્યું છે બેલું, બ્રહ્માનંદના વાલારે કે તમને કેમ મેલું ॥ ૬ પદ ૭ ॥ સમજીને સાયોરે કે હરિ તારો છેડો મનમોહન મેલુ રે કે કેમ કરિને કેડો ॥ ૧ ॥ તમ સાથે બંધાણીરે કે આવી પ્રીતડલી, ભુંધર ભાગી છેરે કે ભવની ભીતલડી ॥ ૨ ॥ પીયર સાસરિયુરે કે સૌ લાગે ખારૂં, મોહન તમ સાથેરે કે મન માન્યું મારૂં ॥ ૩ ॥ નિશ્ચયની નોબતરે કે વાલમ વાગી છે, તમ સારૂં જગનીરે કે લજ્જા ત્યાગી છે ॥ ૪ ॥ નટવર તમ સંગેરે કે લાગ્યો છે નેહડો, ડોલરિયા ધોળ્યોરે કે તમ ઉપર દેહડો ॥ ૫ ॥ બ્રહ્માનંદના વાલારે કે વહાલ વધારોને; પાતાંની જાણિરે કે સેહજ પધારોને ॥ ૬ પદ ૩ ॥ અવ-

સર આવ્યોછેરે કે તમને ભજવાનો, તનની ઉપાધિરે કે સર્વે તજવાનો ॥ ૧ ॥ ધારૂં નહિ માથેરે કે ધણિ દેહ ધારિને, તમ ઉપર સર્વે રે કે નાંખુવારોન ॥ ૨ ॥ અવ-તાર ધર્યો છેરે કે તમને વરવાને, કુલની મરજાદારે કે ખોટી કરવાને ॥ ૩ ॥ અમૃત રસ મેલિરે કે વિષ હું નહિ ચાખું, રસિયા તમ વિનારે કે વહાલું નહિ રાખું ॥ ૪ ॥ શું કરશે મુજનેરે કે કુડા લોકડીયાં, જગજીવન મારેંરે, કે જીવડલા જડીયા ॥ ૫ ॥ બ્રહ્માનંદના વાલારે કે માંદેશો વિસારિ, તન મન ધન સુપીરે કે થઇ રહિછું તારી ॥ ૬ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

ચાલ સખી જોવાનેરે જાઇએ, ખાંતીલો વનમાં ખેલેરે; લટકાં કરી નંદજીનોરે લાલો, રંગ ભીનો રંગ રેલેરે ॥ ૧ ॥ મોરલીનિ તાને મનોહરવાને, ચીનડાને લલ-ચાવેરે ॥ ૨ ॥ વ્રજનારીનો જીવન વાલો, ગીત મધુરાં ગાવેરે ॥ ૩ ॥ જોરે જોરે ગળે બાંહોડી નાંખે, હેત કરી ઝાલે હાથેરે ॥ ૪ ॥ ફુલડાના હાર પેરયા છેરે કોટે, મેલ્યાં છે છોગલાં માથેરે ॥ ૫ ॥ ગોવાળાને મનડેરે ગમતા, ચરીત્ર કરે વનમાળીરે ॥ ૬ ॥ જલદીથી જાઇએ તો સુખી-

પારે થાઇએ, ભુદરજીને ભાળીરે ॥ ૭ ॥ ઉઠ મારી હેલી જાઇએ વેલી વેલી. ધીરજ નથી ખમાતીરે ॥ ૮ ॥ બ્રહ્માનંદના સ્વામીને ભેટી, સીતળ કરશું છાતીરે ॥ ૯ પદ૧॥

આજ સખી અલબેલોરે વાલો, ઉભા છે જમુનાને તીરેરે, સુંદર મોરલી હાથ લઇને, વાઇ છે બળભદ્ર વીરેરે ॥૧॥ સાંભળતાં ગુલતાન થઇ હું, શું જાણ્યું શું કીધુંરે, ગૃહડાંનો ધંધો હાથ ન લાગે, લટકાળે મન લીધુંરે ॥ ૨ ॥ મોરલીને નાદે મૃગલાંરે મોહ્યાં, ઉભાં છે ત્રણ જળ મેલીરે ॥૩॥ વેતાં થભ્યાં જમુનાજીનાં પાણી, થકીત થઇ વન વેલીરે ॥ ૪ ॥ વાલાની બંસી સુણીનેરે વનમે મગન થયાં છે પંખીરે ॥૫॥ શબ્દ સુણીને શ્રવણ લોભાંણા, રૂપે લોભાણી અંખીરે ॥ ૭ ॥ બ્રહ્માનંદના વાલાની બંસી, જે સુણસે નરનારીરે, કેડે કેડે કાનુડાને ફરસે, ઘરનાં તે કાજ વીસારીરે ॥ ૭ પદ ૨ ॥

સુંદર વર મારા પ્રાણના જીવન, અલબેલા ઘેર આવોરે; હું છું દાસી ચરણ કમળની, બાંહી ગ્રહી બોલાવોરે ॥ ૧ ॥ લટકાળા તારા લટકારે, જોઇને મોહી રહ્યું મન મારૂંરે ॥ તન મન ધન હુંતો સરવસ લઇને વાલમ તુજપર વારૂંરે ॥ ૩ ॥ મારૂં તે સરવે તમારૂં છે

મોહન, અંતર રંચમ આણોરે; સુંદર નેણે સકોમળ વેણે, મુજને પોતાની જાણોરે ॥ ૩ ॥ તમ કારણ શામળિયારે વાહ્લા, લોકની લજ્યા ત્યાગીરે ॥ રાત દીવસ સુતા સુપનામે, રટના તમારી લાગીરે ॥ ૪ ॥ સગા કુટુંબ પિયર સાસરિયાં, સરવે મેલ્યા વીસારીરે ॥ બ્રહ્માનંદ કહે શામ મનોહર, મન વસિયા મોરારીરે ॥ ૫ ॥

મન મોહન મારે મંદિરિએ, ખાંતે આવીને ખેલોરે, બાંધો બાજુકાજુરે ગજરા, માથે તે છોગલાં મેલોરે ॥ ૧ ॥ વાંધ વીધના હું તો પાક કરાવી, જુગતેથી તમને જમાડું રે, હડા ઉપર લઇને હરીવર રૂડી તે રીતે જમાડું રે ॥ ૨ ॥ મુરતી તમારી શામ મનોહર, નીરખી ઠરે મારા નેણારે ॥ મન મોહન લાગે અતિ મીઠાં વાલા તમારા વેણારે ॥ ૩ ॥ મુજ ઉપર અલબેલારે વાલા બેઠું તમારૂ બાનુરે ॥ સરવે લોકમાં સૌ કોઇ જાણે, કેમ કરી રાખું છાનું રે ॥ ૪ ॥ અંતર આશા ઘણી છેરે વાલા આવીને સુખડાં આપોરે ॥બ્રહ્માનંદના શામ સોહાગી, પોતાની કરી થાપોરે ॥ ૫ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી

રેસગપણ હરિ વરનું સાચું, બિજું સર્વે ક્ષણ ભંગુર

કાચુરે; સ૦ રે સૌ સાથે પ્રિતિટાલી, રે ભાગ્યું મન મિથ્યા ભાલી, છે વરવા જેવા એક વનમાલી, રે સ૦॥૧॥ રે થિરનહિ આવરહા થોડિ રે તુછ જાણી આશા ત્રોડી, મેં જગના જીવન સાથે જોડી, રે સ૦॥૨॥ રે ફોગટ ફેરા નવ ફરીયે, રે પરઘર પાણી શું ભરિયે, રે વરીએતો નટ-વરને વરીએ, રે સ૦ ॥૩॥ ભુધર ભેટયા ભય ભાગો, રે સૌ સાથે તોડયો ધાગો, એ રસિક રંગીલાથી રંગ લાગો, રે સ૦ ॥૪॥ રે એવું જાણીને સગપણ કિધું, રે મેણું તે શિર ઉપર લિધું, બ્રહ્માનંદનું કારજ સિધું, રે સ૦ ॥ ૫ ॥ પદ ૧ ॥

રે લગનિતો હરિ વરથી લાગી મેં તનધનનિ આશા ત્યાગી, રે લ૦ રે વાત કહું સુણ સાહેલી, રે બલીયોજી કિધા બેલી, માંથુ પાશંગમાં મેલી, રે લ૦ ॥ ૧ ॥ રે ન ડરૂં હું લોકતણી લાજે, રે શિર ઉપર ગીરધર ગાજે, આ દેહ ધર્યો નટવર કાજે, રે લ૦ ॥ ૨ ॥ રે શિરપર જો બીજો ધારૂં, રે તો બગડે જીવત મારૂં, હું જીતિ બાજી તે કેમ હારૂં, રે લ૦ ॥ ૩ ॥ રે હરિ વિના બીજાને વરવું, રે ગજતજી ખર ચડીને ફરવું, એ જિવ્યાથી રૂડું મરવું, રે લ૦ ॥ ૪ ॥ રે મરજાદા જગની મેટી, રે બાંધી

મેં પ્રેમ તણી પેટી, બ્રહ્માનંદનો વાલો ભેટી, રે લ૦ ॥ ૫ પદ ૨ ॥

રે શિરસાટે નટવરને વરિએ, રે પાછાં તે પગલાં નવ ભરીયે, રે શિ૦ રે અંતર દ્રષ્ટિ કરી ખોલ્યું, રે ડાહાપણ ઝાઝું નવ ડોળ્યું એ હરિસારૂ માથું ઘોળ્યું, રે શિ૦ ॥ ૧ ॥ રે સમજ્યા વિના નવ નિસરિયે, રે રણમધે જાઇને નવ ડરિયે ત્યાં મુખપાણી રાખી મરીયે, રેશિ૦ ॥ ૨ ॥ રે પ્રથમ ચડે સુરો થઇને, રે ભાગે પાછો રણમેં જઇને તે શું જીવે ભુંડુ મુખ લઇને, રેશિ૦ ॥ ૩ ॥ રે પેહેલુંજ મનમેં ત્રેવડિયે, રે હોરે હોરે જુધે નવ ચડિયે, જો ચડિયે તો કટકા થઇ પડીયે, રે શિ૦ ॥૪॥ રે રંગ સહિત હરિને રટિયે, રે હાકવાગે પાછા નવ હટીયે, બ્રહ્માનંદકે ત્યાં મરીમટિયે, રેશિ૦ ॥ ૫ ॥ પદ ૩ ॥

રે ધરીયા અંતર ગીરધારી, સ્યું કરશે ઘોલ્યાં હવે સંસારી, રે ધ૦ રે હું કોઇનિ ન રહું ઝાલી, રે વાલાને થાવાવાલી, રે શિર કરમાં લઇને ચાલી, રે ધ૦ ॥ ૧ ॥ જેમ ગજ જાય બજારે ખુશી, રે સ્વાન મરે બાહુ ભસીરે ભસી, તે હાથીને નહી શંકા કસી, રે ધ૦ ॥ ૨ ॥ રે જલવા ગઇ જ્યું સતિ સાચી, રે રોમરોમ પીયા સંગ

.ચિ ॥ તે પડમાં જાઇ ન વલે પાછી, રે ધ૦ ॥ ૩ ॥ રે
। પઃથિ પાછી આવે રે લાજ તજી મન લલચાવે તે
ાતિ મટિને કુતિકાવે રે ધ૦ ॥ ૪ ॥ રે બ્રહ્માનંદ એમ
ચારી, રે બિક સર્વે કાડીબારી રે મલિયા મોહન
ખકારી, રે ધ૦ ॥ ૫ પદ ૪ ॥।

## પદ રાગ ધોળ.

મેંતો સર્વે સંઘાથે તોડી રે સાહેલિ, એક જગના
જીવન સાથે જોડીરે ॥ સા૦ ૧ ॥ શું કરશે પીયર સાસ-
રેયાં રે સા૦ મેંતો સમજિને પગલાં ભરીયાં રે સા૦ ॥
॥ મેંતો નિશ્ચ કર્યું મનમાંથી રે સ૦ શિરસાટે એ વર
યાંથી રે સા૦ ॥ ૩ ॥ પહેલું માંથુ પાશંગમાં મેલ્યુ રે
॥૦ પછે વરવાનું બીડું ઝિલ્યું રે સા૦ ॥૪॥ હું તો રહું
ાહિ કોઇની વારી રે સા૦ ધાર્યા એક ધણી ગીરધારી રે
॥૦ ॥ ૫ ॥ છાની વાત એ નહિ છાવી રે સા૦ બ્રહ્મા-
ંદના વાલાની કાવીરે સા૦ ॥ ૬ પદ ૧ ॥

જોયું સર્વે જક્ત તપાસીરે, ર૦ લાગી એક પુરૂષ
ેઠા અવિનાશીરે ર૦ ॥ ૧ ॥ બીજી અબલાની સર્વે
ાલીરે ર૦ જોયું ચૌદ ભુવન લગી ખોલીરે ર૦ ॥૨॥

અબલા અબલાને શું પરણું રે ૨૮૦ માટે બલિયાનું લીધું શરણું રે ૨૮૦ ॥ ૩ ॥ કાનકુંવરથી સગપણ કીધું રે ૨૮૦ એનુ મેણું તે માથે લીધુ રે ૨૮૦ ॥ ૪ ॥ શિર નાંખ્યો હવે મેતો છેડારે ૨૮૦ લાગ્યો નંદનાનંદ સાથે નેડારે ૨૮૦ ॥ ૫ ॥ હવે અવર પુરૂષ પરહરિયારે ૨૮૦ બ્રહ્માનંદના વાલાને વરીયારે ૨૮૦ ॥ ૬ પદ ૨ ॥

શું કરશે સંસારી કહિનેરે હરિવરીયા૦ ચાલે જગ માથે પગ દઇનેરે હરિ૦ ॥ ૧ ॥ જેમ શુરો રણમાં ખેલેરે હરિ૦ શત્રુ સન્મુખ પગલાં મેલેરે હરિ૦ ॥ ૨ ॥ થઇ નિઃશંક લડાઇ લેવેરે હરિ૦ કેદિ પાછા પગ નવ દેવેરે હરિ૦ ॥ ૩॥ એમ સમઝીને હું તો ચાલીરે હરિ૦ મનમ મરવાની આંટી ઝાલીરે હરિ૦ ॥ ૪ ॥ સૌ સાથે નાતો તોડયોરે હરિ૦ હાથે વાલો તે હરિ શું જોડયોરે ॥ હરિ૦ બ્રહ્માનંદ કહે થઇ મતવાલીરે હરિ૦ માથા સાથે વર્યા વનમાલીરે હરિ૦ પદ ૩ ॥॥

એવી અંતર આંટી પાડીરે, સુણબેની૦ ઉખડે નહિ કોઇની ઉખાડીરે સુણ૦ ॥૧॥ જેમ ચાતક આંટી રાખેરે સુણ૦ વિનાસ્વાત નીર નવ ચાખેરે સુણ૦ ॥૨॥ જેમ કેસરી ઘાસ ન ખાયરે સુણ૦ સો લાંઘણ કરી મરી

જાયરે સુણ૦ ॥૩॥ એમ નિશ્ચે વિઠલને વરવુંરે સુણ૦ નૈનો સાવ કુંવારા મરવુંરે સુણ ॥ ૪ ॥ બીજા પુરૂષ સામું નવ જોવુંરે શુણ૦ ચિત્ત પાતલીયામાં પ્રોવુંરે સુણ૦ ॥ ૫ ॥ બ્રહ્માનંદ કહે પહેલા વિચારીરે સુણ૦ પછે વાત કાઢી મેં બારીરે સુણબેની૦ ॥ ૬ પદ ૪ ॥

## ૫૬ રાગ ગરબી.

ભજો ભાવ શું અખંડ જપમાલારે માલાટાલે છે મન કેરા ચાલારે ॥૧॥ હરિનું એકએક અંગ ઉરધારોરે ॥ સ્વામીનારાયણ નામ ઉચ્ચારોરે ॥ ૨ ॥ જપો જુગલ ચરણ સુખકારીરે, ઉર્ધ્વ રેખાદિક ચિન્હ સંભારીરે ॥૩॥ દશ આંગુલિની માલા દશ જાણોરે, ફણા જુગલની જુગલ પ્રમાણેરે ॥૪॥ પાની જુગલગુલક જુગ શોભેરે, માલા ચાર ફેરી જનમન લોભેરે ॥ ૫ ॥ જંગા જુગને જાનુ જુગ વંદેરે, માલા ચાર ફેરી સંત આનંદેરે ॥૬॥ ઉરૂ જુગલની માલા જુગ ફેરેરે, નાભી વર્તુલ સમાન પ્રીતેહેરેરે ॥૭॥ નાભિ ઉદર જુગલ સ્તન જોઇરે, માલા ચાર ફેરીરહે જન મોહીરે ॥ ૮ ॥ ભુજ જુગલ હરીના સુખકારીરે, માલા ફેરી જાય દાસ બલહારીરે ॥ ૯ ॥

કર આંગુલીની માલા દશ કાવેરે, જોતાં ભક્તને આનંદ ઉપજાવે રે ॥ ૧૦ ॥ કંઠ ચિબુકની માલા જુગ ફેરીરે, મુખપંકજ ઉમંગે રહેહેરીરે ॥ ૧૧ ॥ મુખના સિકા જુગલ દગહેરેરે, માલા ચાર ચારે અંગ જોઇફેરેરે, ॥૧૨॥ કાને કુંડલ વાલાને જુગ કાવેરે, ફેરી માલા ઉભેદાસ મન ભાવેરે ॥ ૧૩ ॥ જોતાં જુગલ ભ્રકુટી ડરે કાલરે, પ્રેમ જોઇ દાસ જપે જુગ માલરે ॥૧૪॥ ભાલ તિલક સહિત વાહાલું લાગેરે, જપે માલા એક દાસ અનુરાગેરે ॥ ૧૫ ॥ માથે પાઘ તોરા સહિત રૂપાલિરે, ફેરે માલા જન જુવે વનમાલીરે ॥ ૧૬ ॥ એવિરીતે થઇ માલિકા પંચાશરે, જપે જન્મ મરણ કરે નાશરે ॥૧૭॥ સ્વામિનારાયણ દેવે માલા દીધી રે, પ્રેમે મુક્તાનંદે ઉરધારી લીધીરે ॥૧૮॥ પદ ॥૧॥

## શ્રી ગઢડાના પ્રથમ પ્રકરણના વચનામૃત.

સંવત્ ૧૮૭૬ ના માગસર સુદિ ચતુર્થીને દિવસે શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં સાધુની જાયગાને વિષે રાત્રિને સમે પધાર્યા હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતાં ને પોતાના મુખારવિં-

દનિ આગલ્ય સાધુ તથા દેશ દેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહારાજે પ્રશ્ન પુછયું જે સર્વે સાધનમાં કિયું સાધન કઠણ છે તારે સર્વે બ્રહ્મચારી સાધુ તથા ગૃહસ્થ તેમણે પોતાની સમજણ્ય પ્રમાણે ઉત્તર કર્યો પણ થયો નહી પછે શ્રીજીમહારાજ બોલ્યા જે લ્યો અમે ઉત્તર કરીયે જે ભગવાનના સ્વરૂપમાં મન-ની અખંડ વ્રત્તી રાખવી તેથી કોઇ સાધન કઠણ નથી અને જે મનુષ્યના મનની વ્રત્તી ભગવાનના સ્વરૂપમાં અખંડ રહે છે તેને તેથી બીજી અધીક પ્રાપ્તી શાસ્ત્રમાં કહી નથી કાં જે ભગવાનની મુર્ત્તિ છે તે તો ચિંતામણી તુલ્ય છે જેમ ચિંતામણી કોઇક પુરૂષના હાથમાં હોય તે પુરૂષ જે જે પદાર્થને ચીંતવે તે તે પ્રાપ્ત થાય છે તેમ ભગવાનની મુર્ત્તિને વિષે જેના મનની અખંડ વ્રત્તી રહે છે તે તો જીવ ઇશ્વરમાયાને બ્રહ્મ એમના સ્વરૂપને જો જોવાને ઇચ્છેતો તત્કાલ દેખે છે તથા વૈકુંઠ ગોલોક બ્રહ્મમોહોલ એ આદિક જે જે ભગવાનનાં ધામ છે તેને પણ દેખે છે માટે ભગવાનના સ્વરૂપમાં અખંડ વ્રત્તિ રાખવી તેથી કોઇ કઠણ સાધન પણ નથી ને તેથી કોઇ મોટી પ્રાપ્તી પણ નથી તાર પછે હરી ભક્ત શેઠ ગોવ-

ધંનભાઇએ શ્રીજીમહારાજ પ્રત્યે પ્રશ્ન પુછ્યું જે જેને ભગવાનની માયા કહે છે તેનું રૂપ શું છે પછે શ્રીજીમહારાજ બોલ્યા જે ભગવાનનો ભક્ત હોય તેને ભગવાનની મૂર્તિનું ધ્યાન કરતે જે પદાર્થ આડું આવીને આવર્ણ કરે તેને માયા કહીએ પછે મુક્તાનંદ સ્વામિએ પ્રશ્ન પુછ્યું જે ભગવાનનો ભક્ત જ્યારે પંચ ભુતના દેહને મુકીને ભગવાનના ધામમાં જાય છે તારે તે કેવા દેહને પામે છે તારે શ્રીજી મહારાજ બોલ્યા જે ધર્મ કુલને આશ્રિત એવો જે ભગવાનનો ભક્ત છે તે ભગવાનની ઇછાએ કરીને બ્રહ્મમય દેહને પામે છે અને જ્યારે દેહને મુકિને ભગવાનના ધામ પ્રત્યે જાય છે તારે કોઇકતો ગરૂડ ઉપર બેસિને જાય છે ને કોઇકતો રથ ઉપર બેસીને જાય છે ને કોઇકતો વિમાન ઉપર બેસિને જાય છે એવી રિત્યે ભગવાનના ભક્ત ભગવાનના ધામમાં જાય છે તેને યોગસમાધિવાલા છે તે પ્રત્યક્ષ દેખે છે પછે હરિ ભક્ત ઠકર હરજીયે શ્રીજિમહારાજને પુછ્યું જે કેટલાકતો ઘણા દિવસથી સત્સંગ કરે છે તો પણ તેને જેવી પોતાના દેહને દેહના સંબધિને વીષે ગાઢ પ્રીતિ છે તેવી સત્સંગમાં ગાઢ પ્રીતિ નથી થાતી તેનું શું કારણ

છે પછે શ્રીજીમહારાજ બોલ્યા જે એને ભગવાનનું મા-
હાત્મ્ય સંપુર્ણ જાણ્યામાં આવ્યું નથી અને જે સાધુને
સંગે કરિને ભગવાનનું માહાત્મ્ય પરીપુર્ણ જાણ્યામાં
આવે છે તે સાધુ જ્યારે પોતાના સ્વભાવ ઉપર વાત
કરે છે તારે તે સ્વભાવને મુકિ સકતો નથી તે વાતના
કરનારા જે સાધુ તેનો અવગુણ લે છે તે પાપે કરિને
સત્સંગમાં ગાઢ પ્રીતિ થાતી નથી કાંજે અન્યસ્થલને વિષે
જે પાપ કર્યાં હોય તે સંતને સંગે કરીને જાય અને સતને
વિષે જે પાપ કરે છે તે પાપ તો એક સંતના અનુગ્રહ
વિના બીજા કોઇ સાધને કરીને ટલતાં નથી તે શાસ્ત્રમાં
કહ્યું છે જે અન્ય ક્ષેત્રે કૃતં પાપં તીર્થ ક્ષેત્રે વિનશ્યતિ
તીર્થ ક્ષેત્રે કૃતં પાપં વજ્રલેપો ભવિષ્યતિ ૧ તે માટે
સંતનો અવગુણ જો ન લેતો એને સત્સંગમાં દ્રઢ પ્રીતી
થાય ॥ ઇતિ વચનામૃત ॥ ૧ ॥

સંવત ૧૮૭૮ના શ્રાવણ વદી અમાવાસ્યાને દિવસે
સ્વામી શ્રી સહજાનંદજી મહારાજશ્રી ગઢડા મધ્યે દાદા-
ખાચરના દરબારમાં શ્રી વાસુદેવ નારાયણના મંદીરની
ઓસરીયે ચાકલા ઉપર બિરાજમાન હતા ને ધોલો
ખેસ પેર્યો હતો તથા ધોલી ચાદર ઓઢી હતી ને
મસ્તક ઉપર શ્વેત પાઘ બાંધી હતી અને પોવાના

મુખારવીંદની આગલ્ય મુની તથા દેશ દેશના હરીભ-ક્તની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહારાજે પોતાના બે ભુજ ઉંચા ઉપાડીને સર્વેને છાંના રાખ્યા ને પછે પોતાના મુખારવીંદની આગલ્ય સ્તુતિ કરીને બેઠા એવા જે સંત તે પ્રત્યે શ્રીજીમહારાજ એમ બોલતા હવા જે હે સંતો જે મોટેરા મોટેરા હો ને વાતમાં સમ-ઝતા હો તે આગલ્ય બેસો ને આ એક વાત કરૂ છું તે સર્વે ચિત્ત દેને સાંભલજ્યો અને આજે મારે વાત કરવી છે તે કાંઇ દંભે કરીને નથી કરવી તથા માંને કરીને નથી કરવી તથા પોતાની મોટયપ વધારવા સારૂ નથી કરવી એતો એમ જાણીએ છૈએ જે આ સર્વે સંત તથા હરી ભક્ત છે તેમાંથી એ વાત કોઇને સમઝાઇ જાય તેનું અતી રૂડું થાય તે સારૂ કરીયે છૈયે અને આજે વાત છે તે મારી દીઠેલ છે ને મારા અનુભવે કરીને પણ મેં સિદ્ધ કરી છે અને સર્વ શાસ્ત્રમાં પણ મલતિ આવે છે ને તે એ વાત સભામાં કર્યા જેવી નથી તો પણ સભામાં કરીયે છૈયે જે મારે સહજ સ્વભાવે એમ વર્તે છે જે આ સંસારને વિષે જે અતિ રૂડા શબ્દ તથા અતિ રૂડા સ્પર્શ તથા અતિ રૂડા ગંધ તથા અતિ રૂડા રસ તથા

રૂડું રૂપ એ જે પંચ વિષય તેમાં હું મારા મનને બાંધ-
વાને ઇછું તો પણ નથી બંધાતુ ને એમાં અતિસે
ઉદાસ રે છે અને એ જે સારા પંચ વિષય તથા નરસા
પંચ વિષય તે બેય સમય વર્ત્તે છે અને રાજા તથા રંક
તે પણ સમ વર્ત્તે છે અને ત્રિલોકીનું રાજ્ય કરવું તથા
ઠીકરૂં લેઇને માગી ખાવું તે પણ સમ વર્ત્તે છે અને
હાથીને હોદે બેસવું તથા પગપાલા ચાલવું તે પણ સમ
વર્ત્તે છે ને કોઇક ચંદન તથા પુષ્પ તથા સારાં વસ્ત્ર
તથા ઘરેણાં ચડાવે તથા ધુલ્ય નાંખે તે બેય સમ વર્ત્તે
છે ને કોઇક માન આપે તથા કોઇક અપમાન કરે તે
બે પણ સમ વર્ત્તે છે તથા સોનું રૂપું હિરો તથા કચરો
તે બેય સમ વર્ત્તે છે અને આ હરિભક્ત બહુ મોટો છે
ને આ હરિભક્ત નાનો છે એમ પણ નથી જણાતુ
બધાય હરિભક્ત સરખા જણાય છે અને મારા અંતઃ
કરણને વિષે અતિ તીવ્ર વૈરાગ્ય વર્તે છે તેનો પણ ભાર
નથી જણાતો જેમ કોઇકે માથે પાણો ઉપાડયો હોય
તથા રૂપૈયા ને સોનામોરની વાંસલી કેડયે બાંધી હોય
તેનો ભાર જણાય છે તેમ ભાર નથી જણાતો ને મારે
વિષે સદ્ધર્મ છે તેનો પણ ભાર નથી જણાતો તથા

મારે વિષે જ્ઞાન છે જે હું બ્રહ્મ છું તેનો પણ ભાર નથી જણાતો અને આજે હું ઉપરચ થકી કોઇક પદાર્થને વખાણું છું ને કોઇક પદાર્થને કુવખાણું છું તો જાણી જાણીને કરૂં છું અને જે જે પદાર્થને વિષે ઇંદ્રિયુની વૃતીને બલાત્કારે જોડું છું તે માંડ માંડ તે પદાર્થ સનમુખ રે છે અને જ્યારે ઢીલી મેલું છું તારે તરત પાછી વલી આવે છે જેમ આકાશને વિષે પથરો ફગા-વિયે તે જ્યાં સુધી હાથને જોરે કરિને ફેલાય ત્યાં સુધિજ આકાશને વિષે રહે ને પછે પાછો પૃથ્વીને વિષે આવીને પડે છે અને જેમ પુંછલેલ ઢોર હોય તેને માણસ બલા-તકારે કરીને જ્યાં સુધી ઉચું ઝાલી રાખે ત્યાં સુધી રહે ને જ્યારે મુકિ દે તારે ધબ લેઇને પડિજાય અને જેમ કોઇક પુરૂષ સુઝે એટલો બલીયો હોય ને દાંતે આખી સોપારી ભાગી નાંખતો હોય અને તે પુરૂષને દશવીશ કાગદિ લીંબુ ચુસાવ્યાં હોય પછે તે શેકેલ ચણા પણ માંડ માંડ ચાવે તેમ વિષય સનમુખ બલાત્કારે વ્રત્તીને જોડીએ છઇયે તો માંડ માંડ જોડાય છે તે આજે એમ મુને વર્ત્તે છે તેનું શું કારણ છે તો મારિ ઇંદ્રિયુંની જે વ્રતિ છે તે પાછી વલીને સદા હૃદયને વિષે જે આકાશ

છે તેને વિષે વર્ત્તે છે અને તે હૃદયાકાશને વિષે અતિશે તેજ દેખાય છે જેમ ચોમાસાને વિષે આકાશમાં વાદળાં છાઇ રહ્યાં હોય તેમ મારા હૃદયને વિષે એકલું તેજ વ્યાપી રહ્યું છે અને તે તેજને વિષે એક ભગવાનની મુર્તિ દેખાય છે તે અતિ પ્રકાશમય છે ને તે મુર્તિ ઘનશ્યામ છે તોપણ અતિશે તેજે કરીને શ્યામ નથી જણાતી અતિ શ્વેત જણાય છે ને તે મુર્તિ દ્વિભુજ છે અને તે મુર્તિને બે ચરણ છે અને અતિશે મનોહર છે પણ ચ્યાર ભુજા કે અષ્ટ ભુજા કે સહસ્ત્ર ભુજા તે એ મુર્તિને નથી! એ મુર્તિ તો અતિ સૌમ્ય છે અને મનુષ્યના જેવી આકૃતિ છે ને કીશોર છે તે એ મુર્તિ કયારેકતો એ તેજમાં ઉભી દેખાય છે ને કયારેક બેઠી દેખાય છે ને કયારેક હસતિ ફરતિ દેખાય છે ને એ મુર્તિને ચ્યારેકોરે મુક્તનાં મંડલ ભરાઇને બેઠાં છે ને તે સર્વે મુક્ત છે તે એક નજરે તે ભગવાનની મુર્ત્તિ સામું જોઇ રહ્યા છે તે મુર્તિને અમે પ્રગટ પ્રમાણ હમણાં પણ દેખિયે છૈયે અને સત્સંગમાં નોતા આવ્યા તારે પણ દેખતા અને માતાના ગર્ભમાં હતા તે દિવસ પણ દેખતા અને ગર્ભમાં આવ્યા મોરે પણ દેખતા અને

અમે બોલીયે છૈયે તે પણ ત્યાંજ બેઠા કથા બોલીયે છૈયે અને તમે પણ સર્વે ત્યાંજ બેઠા છો એમ હું દેખુ છું પણ આ ગઢડું સેહેર કે આ ઓસરીયે કાંઇ દેખાતું નથી અને જયારે એ સ્વરૂપ જેને જાંણ્યામાં આવે તેને જેમ અમને કોઇ વિષય સંબંધી સુખમાં આશક્તિ નથી તેમજ તે પુરૂષને કયાંઇ આશક્તિ રહેજ નહી અને તે સ્વરૂપ તો તમે પણ દેખો છો પણ તમારા સમજયામાં પરીપૂર્ણ આવતું નથી અને જયારે એ વાર્ત્તા સમજયામાં આવશે તારે પંચ વિષય કે કામ ક્રોધાદિક સ્વભાવ તે જીત્યામાં પ્રયાસ થાશે નહી સેહેજે જીતાઇ જાશે અને એ જે એક રસનેજ છે તેને આત્મા કહીયે તથા બ્રહ્મ કહીયેને અક્ષરધામ કહીયે અને એક પ્રકાશને વિષે જે ભગવાનની મુર્તિ છે તેને આત્માનું તત્વ કહીયે તથા પરબ્રહ્મ કહીયે તથા પુરૂષોત્તમ કહીયે તેજ ભગવાન રામકૃષ્નાદિક રૂપે કરીને પોતાની ઇછાયે જીવુંના કલ્યાણને અર્થે જુગ જુગને વિષે પ્રગટ થાય છે તે ભગવાન આ લોકને વિષે મનુષ્ય જેવા જણાય છે તો પણ મનુષ્ય જેવા નથી ને અક્ષર ધામના પતિ છે તે શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે જે ॥ ન તદ્ભાસયતે સૂર્યો ન

શશાંકો ન પાવકઃ ॥ યદ્ગત્વા નનિવર્ત્તંતે સદ્ધામ પરમં મમ ॥૧॥ માટે શ્રી કૃષ્ણભગવાન મનુષ્ય જેવા જણાતા હતા તો પણ અક્ષરાતીત કૈવલ્ય મુર્તિજ છે અને ભગવાન જે મનુષ્ય દેહ ધરે તે ભગવાનની મુર્ત્તિનું જે ધ્યાન કરે તારે એ ધ્યાનના કરનારાને એ મૂર્ત્તિ તેજોમય એવી અક્ષર ધામને વિષે કૈવલ્ય સ્વરૂપે ભાસે છે ને ધ્યાનના કરનારાનો જે જીવતે માયાને તરે છે અને પરમ પદને પામે છે માટે ભગવાનતો મનુષ્યદેહ ધારણ કરે છે તો પણ કૈવલ્ય રૂપેજ છે અને તે ભગવાન જે જગ્યામાં બીરાજતા હોય તે જગ્યા પણ નિર્ગુણ છે અને તે ભગવાનનાં વસ્ત્રાલંકાર તથા વાહન તથા પરિચર્યાના કરનારા સેવક તથા ખાન પાનાદિક જે જે પદાર્થ ભગવાના સબંધને પામે છે તે સર્વે નિ-ર્ગુણ છે એવી રીતે જેણે ભગવાનનું સ્વરૂપ જાણ્યું તેને અમારી પેઠેજ પંચ વિષયમાં કયાંઇ પ્રીતી રહેતી નથી ને તે સ્વતંત્ર થાય છે અને એ અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વે અવતારનું કારણ છે અને સવ અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષેલીન થાય છે તે જ્યારે ભગવાન મુર્તિ ધરીને પાછા અંતર્દ્ધાન થાય છે તારે તે જે ભગ-

વાનની મુર્ત્તિ તે કયારેક તો મનુષ્યની પેઠે પૃથ્વીને વિષે પડી રે છે તે જેમ શ્રીકૃષ્ણની મુર્તિને ખોળામાં લેઇને રૂકિમણીજી બલી મુવાં તથા ઋષભદેવનો દેહ હતો તે દાવાનલને વિષે બલી ગયો એમ પણ થાય અને કયારેક તો હાડ માંસ સહિત દિવ્ય ભાવ પામીને કાંઈ રહે નહીં અંતર્દ્ધાનજ થઇ જાય અને જયારે પ્રગટ થાય તારે પણ કયારેક તો સ્ત્રી થકી જન્મ ધરે ને કયારેક તો પોતાની ઇછામાં આવે ત્યાં થકી પ્રગટ થઇ આવે છે એમ એ ભગવાનના જન્મને દેહ મુકયાની રીતી તો અલોકીક છે અને જયારે એવું ભગવાનનું સ્વરૂપ છે તેને દ્રઢ કરીને સમજશો તારે તમને કોઇ પ્રકારનું વિઘન કલ્યાણના મારગને વિષે નહીં થાય ને એ ભગવાનના સ્વરૂપની દ્રઢતા વીના તો ગમે તેટલો ત્યાગ રાખોને ગમે તેટલા ઉપવાસ કરો પણ કોઇ રીત્યે ખામી ભાગશે નહીં અને તમે એમ કેશો જે અમને તો એ સ્વરૂપની તમે જેમ કહો છો તેમ દ્રઢતા છે તો પણ પ્રાણ ઇંદ્રિયો કેમ લીન નથી થાતાં તો એતો પરમેશ્વરની ઇચ્છાએ એમ રહ્યું છે એમ સમજવું પણ તેને કાંઇ કરવું રહ્યું નથી એતો કૃતાર્થ છે અને એતો સર્વ

સાધનના અંતને પામ્યો છે અને જો ભગવાનના સ્વરૂ-
પની આવી રીત્યે દ્રઢતા હોય ને કદાચિત જો નિર્માન
નિર્લોભ નિષ્કામ નીઃસ્વાદને નિઃસ્નેહ એમાં કાંઇક થોડી
ઘણી કાચ્ચપ રહી જાય તો તેની કાંઈ ચિંતા નથી પણ
ભગવાનના સ્વરૂપમાં જો કોઈ રિત્યની સમજ્યામાં કસર
રહિતો કોઇ રિત્યે વાંધો ભાગશે નહિ માટે દેહ છતે જે
પ્રકારે આવો રહસ્ય સમઝાય તેવો ઉપાય કરવો અને આ
વાર્ત્તા યથાર્થ સમઝાંણિ હોય ને કોઇક પ્રારબ્ધ કર્મને
વશ થઇને જો કોઇક નીચ ઉંચ દેહની પ્રાપ્તી થાય
તોપણ વૃત્રાસુરની પેઠે જ્ઞાન જાય નહિ તથા જેમ ભરત-
જીને મૃગનો દેહ આવ્યો તો પણ પુર્વ જન્મનું જ્ઞાન
ટળ્યું નહિં એવું આ જ્ઞાનનું અતીશે મહાત્મ્ય છે અને
નારદ સનકાદિકને બ્રહ્માદિક દેવ તેમની સભામાં પણ
નીરંતર આજ વાર્ત્તા થાય છે અને આવી ભગવત સ્વ-
રૂપ સંબંધિ જે વાર્ત્તા તેનો શાસ્ત્રમાંથી પણ પોતાની
મેલે સમઝાય નહિં અને સદ્‌ગ્રંથમાં આવી વાર્ત્તા તે
હોય પણ જ્યારે સત્પુરૂષ પ્રગટ થાય છે તારે તેમના
મુખ થકીજ એ વાત સમઝામાં આવે છે પણ પોતાની
બુદ્ધીબલે કરીને સદ્‌ગ્રંથમાંથી પણ સમઝાતિ નથી અને

જેને આવી રીત્યે યથાર્થ ભગવાનનું સ્વરૂપ સમજ્યામાં આવ્યું છે તેને જો ભુત ભવિષ્ય ને વર્ત્તમાન એ ત્રણે કાળને વિષે દૃષ્ટિપોચતી હોય તોપણ તેને એ વાતનો કાંઇ ગરવ હોય નહી અને કોઇને વરકે શાપ દે નહિં ને કોઇ ઠેકાણે વરકે શાપ દે પણ ખરા ને કોઇ ઠેકાણે નીરભે રહે ને કોઇ ઠેકાણે બીયે પણ ખરા પણ તેણે કરીને પોતે કાંઇ હર્ષ શોક મનમાં લાવે નહીં અને જેને ભગવાનનો આ કયો એવી રીત્યે દૃઢ આશ્રય હોય તે જાણિને તો ભુંડું કર્મ કરેજ નહિં પણ કદાચીત ભુંડા દેશકાલાદીકને જોગે કરીને જો કાંઇક અવલું કર્મ થઇ જાય તોપણ તે દૃઢ આશ્રયવાલો કલ્યાણના માર્ગ થકી પડી જાય નહિ માટે એ જે ભગવાનનો દૃઢ આશ્રય છે એવો નીર્વિંઘન માર્ગ કોઇ નથી એ વાત જેને સમઝાંણી હોય તેનો તો અતિ મોટો આશય હોય. જુવોને અમારે પરમ હંસ તથા સત્સંગી સમસ્ત પાસેથી કાંઇ સ્વાર્થ સાધવો નથી તોપણ કોઇને બોલાવીયે છઇયે કોઇકને વઢીયે છઇયે કોઇકને કાઢી મુકીયે છઇયે તેનું એજ પ્રયોજન છે જે કોઇ રીત્યે આ વાત સમઝાય તો બહુ સારૂં થાય માટે આ વાર્ત્તા છે તે સર્વે દૃઢ કરીને રાખજ્યો અને

તેજને વિષે મુર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે
ેમ જાણજ્યો ને જો એમ ન જણાય તો એટલું તો
રૂર જાણજ્યો જે અક્ષરરૂપ જે તેજ તેને વિષે જે મુર્તિ
તેને મહારાજ દેખે છે એમ જાણશો તોપણ તમારે
ારે વિષે હેત રેશે તેણે કરીને તમારૂ પરમ કલ્યાણ
ાશે અને આ વાતને નિત્યે નવીને નવી રાખજ્યો પણ
ાફ્લ પણે કરીને વિસારી દેશોમાં આજ છે તેવીજ
ૃલ્ય નવી રાખજ્યો અને તેવીજ દેહનો અંત થાય
ાં સુધી પણ દિનદિન પ્રત્યે નવીને નવીજ રાખજ્યો
ાને જે જે ભગવાનની વાત કરો તે તે વાતને વિષે આ
ાતનું બીજ લાવજ્યો એમ અમારી આજ્ઞા છે અને
ા વાર્ત્તા તો એવી જીવનદાર છે જે દેહ રહે ત્યાં સુધી
ણ નીત્ય પ્રત્યે કરવી અને દેહ મુકીને ભાગવતીતનુંયે
રીને પણ આજ વાર્તા કરવી છે ને આજે અમે તમને
ાત કહી તે સર્વ શાસ્ત્રનો સીદ્ધાંત છે ને અનુભવમાં
ણ એમજ દૃઢ છે અને અમે પ્રત્યક્ષ નજરે જોઇને
મને આ વાત કહી છે ને જો પ્રત્યક્ષ જોઇને ન કહિ હોય
ા અમને સર્વે પરમહંસના સમ છે એવી રીત્યે શ્રીજી-
ાહારાજે પોતાના ભક્તજનની શીક્ષાને અર્થે પરોક્ષપણે

પોતાના પુરૂષોત્તમપણાની વાર્ત્તા કરી તેને સાંભળીને સર્વે સાધુ તથા હરિભક્ત તે એમજ માનતા હવા જે જે તેજને વિષે મુર્તિ કહિ તેજ આ શ્રીજીમહારાજ પ્રત્યક્ષ પ્રમાણ છે. ।। ઇતિ વચનામૃત. ।।

## પદ રાગ ગરબી.

વંદું સહજાનંદ રસરૂપ અનુપમ સારનેરે લોલ, જેને ભજતાં છૂટે ફંદ કરે ભવપારને રે લોલ. ૧ સમરૂ પ્રગટરૂપ સુખધામ અનુપમ નામને રે લોલ, જેને ભવ બ્રહ્માદિક દેવ ભજે તજી કામને રે લોલ. ૨ જે હરી અક્ષરબ્રહ્મ આધાર પાર કોઇ નવ લહે રે લોલ, જેને શેષ સહસ્ત્ર મુખ-ગાય નીગમનેતી કહે રે લોલ. ૩ વર્ણવું સુંદરરૂપ અનુપ જુગલ ચરણે નમી રે લોલ, નખશીખ પ્રેમ સખીના નાથ રહો ઉરમાં રમી રે લોલ. ૪ ।। પદ ૧ ।।

આવો મારા મોહન મીઠડાલાલ કે જોઉં તારી મૂર્તી રે લોલ, જતન કરી રાખું રશીયા રાજ વિસારૂં નઇ ઉરથીરે લોલ. ૧ મન મારૂં મોયું મોહનલાલ પાઘડલીની ભા-ત્યમાં રે લોલ, આવો ઓરા છોગલાં ખોસુ છેલ ખાંતીલા જોઉં ખાંતમાં રે લોલ. ૨ વાલા તારૂં ઝલકે સુંદર ભાલ તિલક રૂડાં કરયાં રે લોલ, વાલા તારા વામ કરણમાં તીલ

તેણે મનડાં હરયાં રે લોલ. ૩ વાલા તારી ભૃકુટિનેબાણે સ્યામ કાલજ મારાં કોરીયાં રે લોલ, નેણે તારે પ્રેમ સખીના નાથકે ચિત મારાં ચોરીયાંરે લોલ. ૪ ॥ ૨ ॥

વાલા મુને વશ કીધી વ્રજરાજ વાલમ તારા વાલમારે લોલ, મનમારૂં તલફે જોવા કાજ ટીબકડી છે ગાલમાં રે લોલ. ૧ વાલાતારી નાશીકા નમણિનાથ અધર બિંબ લાલ છે રે લોલ, છેલા મારા પ્રાણ કરૂં કુરબાન જોયા જેવી ચાલ છે રે લોલ. ૩ વાલા તારા દંત દાડમના બિજ ચતુરાઇ ચાવતા રે લોલ, વાલા મારા પ્રાણ હરોછો નાથ મીઠું મીઠું ગાવતા રે લોલ ૩ વાલા તારે હસવે હરાણું ચિત બીજુ હવે નવ્ય ગમે રેલોલ, મન મારૂં પ્રેમ સખીના નાથકે તમ કેડે ભમે રે લોલ. ૪ ॥ પદ ૩ ॥

રસીયા જોઇ રૂપાલી કોટ રૂડિ રેખાવલી રે લોલ, વાલામારૂં મનડું મલવા ચાયકે જાય ચિતડું ચલી રે લોલ ૧ વાલા તારી જમણી ભુજાને પાસ રૂડા તીલ ચાર છે રે લોલ, વાલા તારા કંઠ વચે તીલ એક અનુપમ સાર છે રે લોલ. ૨ વાલા તારા ઉરમાં વીનગુણ હાર જોઇ નેણાં ઠરે રે લોલ, વાલા તે તો જાણે પ્રેમીજન જોઇને નિત ધ્યાન ધરે રે લોલ. ૩ રસીયા જોઇ તમારૂં રૂપ રસિકજન ઘેલ-

ડારે લોલ, આવો વાલા પ્રેમસખીના નાથ સુંદર વર છેલડારે લોલ ૪ ॥ પદ ૪ ॥

વાલા તારી ભુજા જુગલ જગદિશ જોઇને જાઉં વારણે રે લોલ, કરનાં લટકાં કરતાં લાલ આવોને મારે બારણે રે લોલ. ૧ વાલા તારો આંગલીયુંનિ રેખાનખ-મણિ જોઇને રે લોલ, વાલા મારા ચિતમાં રાખું ચોરી કહું નહિ કોઇને રે લોલ. ૨ વાલા તારા ઉરમા અનુપમ છાપ જોવાને જીવ આકલોરે લોલ, વાલા મારે હૈડે હરખ ન માય જાણું જે હમણે મલો રે લોલ. ૩ વાલા તારૂં ઉદર અતિરસ રૂપ શીતલ સદાનાથજી રે લોલ, આવો વાલા પ્રેમસખીના પ્રાણ મલું ભરી બાથ જી રે લોલ. ૪ પદ ૫

વાલા તારી મુર્તિ અતીરસ રૂપ રસિક જોઇને જીવે રે લોલ, વાલા એ રસના ચાખણ હાર છાસ તે નવ પીયે રે લોલ. ૧ વાલા મારે સુખ સંપત તમે શ્યામ મોહન મન ભાવતા રેલોલ, આવો મારે મંદિર જીવન પ્રાણ હસીને બોલાવતા રે લોલ ૨ વાલા તારૂં રૂપ અનુપમ ગૌરમુર્તિ મનમાં ગમે રે લોલ, વાલા તારૂં જોબન જોવા કાજ કે ચીત ચરણે નમે રે લોલ. ૩ આવો મારા રસીયારા જીવ નેણુ મરમ કરી બોલતા રે લોલ, આવો વાલા પ્રેમસખીના

સેણુ મંદિર મારે ડોલતા રે લોલ. ૪ ॥ પદ ૬ ॥

વાલા તારૂં રૂપ અનુપમ નાથ ઉદર શોભા ઘણી રે લોલ, ત્રીવલી જોઉ સુંદર છેલ આવોને ઓરા અમ ભણી રે લોલ. ૧ વાલા તારી નાભી નૌતમ રૂપ ઉંડી અતી ગોલ છે રે લોલ, કટીલંક જોઇને જાદવરાય કે મનરંગ ચોળછેરે લોલ. ૨ વાલા તારી જંઘા જુગલની શોભા મનમાં જોઇ રહુ રે લોલ, વાલા નીત નિરખું પિંડીને પાંનિ કોઇને નવ્ય કહું રે લોલ. ૩ વાલા તારા ચરણ કમલનું ધ્યાન ધરૂં અતિ હેતમાં રે લોલ, આવો વાલા પ્રેમ સખીના નાથ રાખું મારા ચિતમાં રે લોલ. ૪ પદ ૭

વાલા તારા જુગલ ચરણ રસરૂપ વખાણુ વાલમા રે લોલ, વાલા અતી કોમલ અરૂણ રસાલ ચોરે ચિત ચાલયમાં રે લોલ. ૧ વાલા તારે જમણે અંગુઠે તીલકે નખમાં ચિન્હ છે રે લોલ, વ લા છેલી આગલીયે તિલ એક જોવાને મન દીન છે રે લોલ. ૨ વાલા તારા નખની અરૂણતા જોઇને શશિકલા ક્ષિણ છે રે લોલ, વાલા રસ ચોર ચકોર જે ભક્ત જોવાને પરીવણ છે રે લોલ. ૩ વાલા તારી ઉર્દ્ધ રેખામાં ચિત રહો કરી વાસને રે લોલ, માગે પ્રેમ સખી કરજોડી દેજો દાસ દાસનેરે લોલ ૪ પદ ૮ ॥